સ્વાદે મધ ચોપડેલી પોળી જેવું, નિર્ગ. ૧૬ ; ૩૧.
હીમ જેવો નાનો ગોળ પદાર્થ, નિર્ગ. ૧૬ ; ૧૪.
રાત્રે ઝાકળની સાથે પડતું, ગણ. ૧૧ ; ૯.
સાબ્બાથ દિને પડતું નહિ, નિર્ગ. ૧૬ ; ૨૬, ૨૭.
પ્રત્યેક સવારમાં એકઠું કરતા, નિર્ગ. ૧૬ ; ૨૧.
પ્રત્યેક જણ પોતાને સારૂ એક ઓમેરભર વિણતો, નિર્ગ. ૧૬ ; ૧૬.
છઠે દિવસે બમણું એકઠું કરવામાં આવતું, નિર્ગ. ૧૬ ; ૫, ૨૨-૨૬.
ઓછુંવધતું વિણનાર માપતો ત્યારે સરખું થઇ રહેતું, નિર્ગ. ૧૬ ; ૧૮.
સૂર્યના તાપથી પીગળી જતું, નિર્ગ. ૧૬ ; ૨૧.
અપાયું :—
રોટલીને માટે ઇસ્રાએલીઓએ કચકચ કરી ત્યારે, નિર્ગ. ૧૬ ; ૨, ૩.
પ્રાર્થનાના જવાબમાં, ગીત. ૧૦૫ ; ૪૦.
મુસાની મારફતે, યોહા. ૬ ; ૩૧, ૩૨.
યહોવાહનો ગૌરવ પ્રગટ કરવા, નિર્ગ. ૧૬ ; ૭.
ઇશ્વર તરફથી મુસાને સોંપાયલો અધિકાર છે, તેના ચિન્હ તરીકે, યોહા. ૬ ; ૩૦, ૩૧.
ચાળીસ વરસ સુધી, નહે. ૯ ; ૨૧.
નિયમમાં ચાલશે કે કેમ તેની પારખ કરવા માટે, નિર્ગ. ૧૬ ; ૪.
માણસને શિખવવા કે કેવળ રોટલીથી જીવન નથી, પુન. ૮ ; ૩. સરખા. માત્થી ૪ ; ૪.
ઇસ્રાએલને નમાવવા તથા પારખવા માટે, પુન. ૮; ૧૬.
સાબ્બાથ સિવાય બીજા દિવસોમાં એકથી વધારે દિવસ રાખતા તો સડી જતું, નિર્ગ. ૧૬ ; ૧૯, ૨૦.
ઇસ્રાએલીઓ :—
પહેલીવાર લોભ કર્યો, નિર્ગ. ૧૬ ; ૧૭.
છડી, ખાંડી તથા શેકીને પોળીઓ બનાવતા, ગણ. ૧૧ ; ૮.
મિસરના ખોરાક કરતાં તેને હલકું ગણી કાઢયું, ગણ. ૧૧ ; ૪-૬.
તેને કંટાળ્યું, ગણ. ૨૧ ; ૫.
ધિક્કારવાને કારણે સજા, ગણ. ૧૧ ; ૧૦-૨૦.
કંટાળવાને કારણે સજા, ગણ. ૨૧ ; ૬.
ઇસ્રાએલીઓ કનાનમાં પેઠા પછી બંધ થયું, નિર્ગ. ૧૬ ; ૩૫. યહો. ૫ ; ૧૨.
લાક્ષણિક રીતે :—
ખ્રીસ્તને, યોહા. ૬ ; ૩૨–૩૫.
ભક્તોને અપાએલા આશીર્વાદને, પ્રક. ૨ ; ૧૭.
યાદગીરીને માટે સોનાના વાસણમાં એક ઓમેરભર રાખીને સાક્ષ્યકોષમાં રાખેલુ હતું, નિર્ગ. ૧૬ ; ૩૨-૩૪. હેબ્રી. ૯ ; ૪.

**માપવજન**—ફેરવાળાં યહોવાહને કંટાળારૂપ છે, દષ્ટાં. ૨૦ ; ૧૦.
યહુદીઓને ફેરવાળાં રાખવાની મનાઇ, લેવી. ૧૯ ; ૩૫. પુન. ૨૫ ; ૧૪, ૧૫.
યહુદીઓ ઘણીવાર ફેરવાળાં રાખતા હતા, મીખા. ૬ ; ૧૦.
પ્રવાહી અને ઘન :—
માપ, લેવી ૧૪ ; ૧૦, ૧૫.
પા માપ, ૨ રાજા. ૬ ; ૨૫.
ઓમેર (એફાહનો એક દશાંશ), નિર્ગ. ૧૬ ; ૩૬. લેવી. ૫ ; ૧૧ : ૧૪ ; ૧૦.
હીન, નિર્ગ. ૨૯ ; ૪૦.
બાથ કે એફાહ, યશા. ૫ ; ૧૦. હઝ. ૪૫ ; ૧૧.
હોમેર કે કોર, યશા. ૫; ૧૦. હઝ. ૪૫; ૧૪.
ફરકીન, યોહા. ૨ ; ૬.
લંબાઇનાં :—
ચાર આંગળ, નિર્ગ. ૨૫ ; ૨૫. ગીત. ૩૯ ; ૫.
વેંત, નિર્ગ. ૨૬ ; ૧૬. ૧ શમૂ. ૧૭ ; ૪.
હાથ, ઉત્પ. ૬ ; ૧૫, ૧૬. પુન. ૩ ; ૧૧.
વામ, પ્રેરિ. ૨૭ ; ૨૮.
સ્થાદિ, લુક ૨૪ ; ૧૩. યોહા. ૧૧ ; ૧૮.
માઇલ, માત્થી ૫ ; ૪૧.
લંબાઇ માપવામાં બરૂ તથા દોરી વાપરતા, ૨ શમૂ. ૮ ; ૨. વિર્મે. ૩૧ ; ૩૯. હઝ. ૪૦ ; ૩. પ્રક. ૨૧ ; ૧૬.
પવિત્રસ્થાનમાં વપરાતી વસ્તુઓ, ચોકસ માપથી વાપરતા, ૧ કાળ. ૨૩ ; ૨૯.

લાક્ષણિક રીતે :—
(માપની રૂએ શિક્ષા), યિર્મે. ૩૦ ; ૧૧. થોડીજ સજા.
(પુષ્કળ માપમાં આંસુઓ પિવાડયાં) સખત સજા, ગીત. ૮૦ ; ૫.
(માપથી પાણીને માપે છે) ઇશ્વરનું અપાર ડહાપણ, અયૂ. ૨૮ ; ૨૩, ૨૫.
(માપમાં પૃથ્વીની ધૂળ માપી છે) પ્રભુનું મહત્વ, યશા. ૪૦ ; ૧૨.
(દિવસોનું માપ) જીંદગીનું ટુંકાપણું, ગીત. ૩૯ ; ૪.
(માપથી પાણી પીશે) સખત દુકાળ, હઝ. ૪ ; ૧૧, ૧૬.
(ખ્રીસ્તના કદનું પરિણામ) તેની સંપૂર્ણતા, એફે. ૪ ; ૧૩.
(પોતાનું મોં માપ ઉપરાંત પહોળું કર્યું છે) નરકની બેહદ તૃષ્ણા, યશા. ૫ ; ૧૪.

**માફી**—આપેલું વચન, યશા. ૧ ; ૧૮. યિર્મે. ૩૧ ; ૩૪. સરખાવો હેબ્રી. ૮ ; ૧૨. યિર્મે. ૫૦ ; ૨૦.
લોહી પાડયા સિવાય નથી, લેવી. ૧૭ ; ૧૧. સરખાવો હેબ્રી. ૯ ; ૨૨.
હોમથી થતી નથી, હેબ્રી. ૧૦ ; ૪.
બાહ્ય ક્રિયાથી થતી નથી, અયૂ. ૯ ; ૩૦, ૩૧. યિર્મે. ૨ ; ૨૨.
માત્ર ખ્રીસ્તના લોહીથીજ થાય છે, ઝખા. ૧૩ ; ૧. સરખાવો ૧ યોહા. ૧ ; ૭.

આપે છે :—
એકલો દેવ, દાની. ૯ ; ૯. માર્ક ૨ ; ૭.
એકલો ખ્રીસ્ત, માર્ક ૨ ; ૫. લુક ૭ ; ૪૮.
ખ્રીસ્ત વડે, લુક ૧ ; ૬૯, ૭૭. પ્રેરિ. ૫ ; ૩૧ : ૧૩ ; ૩૮.
ખ્રીસ્તના લોહી વડે, માત્થી ૨૬ ; ૨૮. રૂમી. ૩ ; ૨૫. કલો. ૧ ; ૧૪.
ખ્રીસ્તના નામને ખાતર, ૧ યોહા. ૨ ; ૧૨.
કૃપાની સંપત પ્રમાણે, એફે. ૧ ; ૭.
ખ્રીસ્તના ઉંચા થયાને કારણે, પ્રેરિ. ૫ ; ૩૧.
મુક્તતાએ, યશા. ૪૩ ; ૨૫.
સહજ, નહે. ૯ ; ૧૭. ગીત. ૮૬ ; ૫.
પુષ્કળ, યશા. ૫૫ ; ૭. રૂમી. ૫ ; ૨૦.
પોતાનાં પાપ કબુલ કરનારને, ૨ શમૂ. ૧૨ ; ૧૩. ગીત. ૩૨ ; ૫. ૧ યોહા. ૧ ; ૯.
પશ્ચાત્તાપ કરનારને, પ્રેરિ. ૨ ; ૩૮.
વિશ્વાસ કરનારને, પ્રેરિ. ૧૦ ; ૪૩.

ખ્રીસ્તના નામમાં પ્રગટ કરવી જોઇએ, લુક ૨૪ ; ૪૭.

દર્શાવે છે :—
દેવની દયા, ગીત. ૫૧ ; ૧. મીખા. ૭ ; ૧૮, ૧૯. નિર્ગ. ૩૪ ; ૭.
દેવની કૃપા, રૂમી. ૫ ; ૧૫, ૧૬. ગીત. ૧૨ ; ૧.
દેવની ભલાઇ, ૨ કાળ. ૩૦ ; ૧૮. ગીત. ૮૬ ; ૫.
દેવની સહનતા, રૂમી. ૩ ; ૨૫.
દેવની રહેમ, ગીત. ૫૧ ; ૧.
દેવનું ન્યાયીપણું, ૧ યોહા. ૧ ; ૯.
દેવનું વિશ્વાસુપણું, ૧ યોહા. ૧ ; ૯.

માફ કરવું એટલે :—
ઉલ્લંઘન માફ કરવું, ગીત. ૩૨ ; ૧.
પાપ ઢાંકવું, ગીત. ૩૨ ; ૧.
ઉલ્લંઘન દૂર કરવાં, ગીત. ૧૦૩ ; ૧૨.
અપરાધો ભુંસી નાખવાં, યશા. ૪૪ ; ૨૨.
પાપ ભુંસી નાખવાં, પ્રેરિ. ૩ ; ૧૯.
સમુદ્રના ઉંડાણમાં ફેંકી દેવો, મીખા. ૭ ; ૧૯.
લેખે પાપ ગણવું નહિ, રૂમી. ૪ ; ૮.
સ્વચ્છ કરવાં, યિર્મે. ૩૩ ; ૮.
શ્વેત કરવાં, યશા. ૧ ; ૧૮.
પાપ યાદ ન કરવાં, હઝ. ૧૮ ; ૨૨.
પાપો ફરી સંભારવાં નહિ, હેબ્રી. ૧૦ ; ૧૭.

સર્વ ભક્તો પામેલા છે, કલો. ૨ ; ૧૩. ૧ યોહા. ૨ ; ૧૨.
તેઓની ધન્યતા, ગીત. ૩૨ ; ૧. સરખાવો રૂમી. ૪ ; ૭.
બીજાને મળે, માટે પ્રાર્થના કરવાનું ઉત્તેજન, ૨ કાળ. ૭ ; ૧૪.

તેનાં ફળ કેવાં ?—
ઇશ્વર તરફ પાછા ફરે છે, યશા. ૪૪ ; ૨૨.
ઇશ્વર પર પ્રેમ થાય છે, લુક ૭ ; ૪૭.
ઇશ્વરની બીક રખાય છે, ગીત. ૧૩૦ ; ૪.

તેઓનાં પાપ, છોકરાં પર સજા લાવે છે, નિર્ગ. ૨૦; ૫. યશા. ૧૪; ૨૦. વિલા. ૫; ૭.
તેઓની કસુરોથી સખત શાસન થાય છે, ૧ શમૂ. ૩; ૧૩.
દુષ્ટ હોય તે :—
પોતાનાં છોકરાંને ભુંડાઇ શિખવે છે, યિર્મે. ૯; ૧૩. ૧ પીત. ૧; ૧૮.
પોતાનાં છોકરાંને ખોટો નમુનો આપે છે, હઝ. ૨૦; ૧૮. આમો. ૨; ૪.
પોતાનાં છોકરાં પર સજા લાવે છે, નિર્ગ. ૨૦; ૫ : ૩૪; ૭. ગણ. ૧૪; ૧૮, ૩૩. અયૂ. ૨૧; ૧૯. યિર્મે. ૩૨; ૧૮. ૨ શમૂ. ૧૨; ૧૪, ૧૫.

સારાં માબાપનાં ઉદાહરણ :—ઇબ્રાહીમ, ઉત્પ. ૧૮; ૧૯. યાકૂબ, ઉત્પ. ૪૪; ૨૦, ૩૦. યુસફ, ઉત્પ. ૪૮; ૧૩-૨૦. મુસાની મા, નિર્ગ. ૨; ૨, ૩. માનોઆહ, ન્યા. ૧૩; ૮. હાન્નાહ, ૧ શમૂ. ૧; ૨૮. દાઉદ, ૨ શમૂ. ૧૮; ૫, ૩૩. શૂનામી, ૨ રાજા. ૪; ૧૯, ૨૦. અયૂબ, અયૂ. ૧; ૫. લમૂએલની મા, દૃષ્ટાં. ૩૧; ૧. અમીર, યોહા. ૪; ૪૯. લુઇસ તથા યુનીકે, ૨ તીમો ૧; ૫.

ભુંડાં માબાપનાં ઉદાહરણ :—મીખાહની મા, ન્યા. ૧૭; ૩. એલી, ૧ શમૂ. ૩; ૧૩. શાઉલ, ૧ રાજા. ૨૦; ૩૩. અથાલ્યાહ, ૨ કાળ ૨૨; ૩. મનાશ્શેહ, ૨ કાળ. ૩૩; ૬ હેરોદીઆસ, માર્ક ૬; ૨૪.

**મિજબાની** અગર **ઉજાણી**—વારંવાર મોટી હોય છે, ઉત્પ. ૨૧; ૮. દાની. ૫; ૧. લુક ૫; ૨૯.
જે પ્રસંગોમાં આપવામાં આવતી તે :—
લગ્નપ્રસંગે, માત્થી ૨૨; ૨.
જન્મદિવસે, માર્ક ૬; ૨૧.
ધાવણ છોડાવે ત્યારે, ઉત્પ. ૨૧; ૮.
મિત્રોના જુદા પડવા પ્રસંગે, ૧ રાજા. ૧૯; ૨૧.
મિત્રોના પુનઃ આવવા સમયે, ૨ શમૂ. ૧૨; ૪. લુક ૧૫; ૨૩.
કરારો મંજુર કર્યા પ્રસંગે, ઉત્પ. ૨૬; ૩૦: ૩૧; ૫૪.
ઘેટાંની કાતરણી સમયે, ૧ શમૂ. ૨૫; ૨, ૩૬. ૨ શમૂ. ૧૩; ૨૩.
કાપણીને સમયે, રૂથ ૩; ૨-૭. યશા. ૯; ૩.
દ્રાક્ષના પાક સમયે, ન્યા. ૯; ૨૭.
રાજાઓની પ્રતિષ્ઠા સમયે, ૧ રાજા. ૧; ૯, ૧૮, ૧૯. ૧ કાળ. ૧૨; ૩૯, ૪૦. હોશી. ૭; ૫.
સ્વેચ્છીકાર્પણ સમયે, ઉત્પ. ૩૧; ૫૪. પુન. ૧૨; ૬, ૭. ૧ શમૂ. ૧; ૪, ૫, ૯.
પર્વોના સમયે, ૧ શમૂ. ૨૦; ૫, ૨૪-૨૬.
દેશોદ્ધાર પ્રસંગે, એસ્તે. ૮; ૧૭: ૯; ૧૭-૧૯.
તેને માટે તૈયારી કરવામાં આવતી, ઉત્પ. ૧૮; ૬, ૭. દૃષ્ટાં. ૯; ૨. માત્થી ૨૨; ૪. લુક ૧૫; ૨૩.
શાસ્ત્રમાં વર્ણવેલી જુદી જુદી જાતની :—
જમણ, ઉત્પ. ૪૩; ૧૬. માત્થી ૨૨; ૪. લુક ૧૪; ૧૨.
વાળુ, લુક ૧૪; ૧૨. યોહા. ૧૨; ૨.
મિજબાની, એસ્તે. ૫; ૬.
જમણના કારભારીની દેખરેખ નીચે, યોહા. ૨; ૮, ૯.
ઘણીવાર મજુરોથી કામ લેવાતું, માત્થી ૨૨; ૧૩. યોહા. ૨; ૫.
ઘણીવાર ઘરનાં માણસોથી કામ લેવાતું, ઉત્પ. ૧૮; ૮. લુક ૧૦; ૪૦. યોહા. ૧૨; ૨.
નહોતરૂં આપવામાં આવતું :—
વારંવાર ઘણાં માણસોને, લુક ૧૪; ૧૬.
ઘણીવાર ફક્ત સગાંસ્નેહીઓને, ૧ રાજા. ૧; ૯. લુક ૧૪; ૧૨
ઘણીવાર મુખ્ય જનોને, ૨ શમૂ. ૧૩; ૨૪. એસ્તે. ૫; ૪. સફા. ૧; ૭. લુક ૭; ૩૬.
તૈયાર થએ ફરીથી ચાકરો મારફતે બોલાવતા, દૃષ્ટાં. ૯; ૧-૫. લુક ૧૪; ૧૭.
ઘણીવાર ગરીબોને બોલાવતા, પુન. ૧૪; ૨૯. સરખા. લુક ૧૪; ૧૩.
ઘણીવાર અપાતી :—
ઘરમાં, લુક ૫; ૨૯.

ઝરા પાસે, ખુલ્લા મેદાનમાં, ૧ રાજા. ૧ ; ૯.
દરબારમાં, એસ્તે. ૧ ; ૫, ૬. લુક ૭ ; ૩૬, ૩૭.
ઉપરની મેડી, જે મહેમાનોની કહેવાતી ત્યાં, માર્ક ૧૪ ; ૧૪, ૧૫.

આવનાર મહેમાનોને :—
ઘરધણી આવકાર દેતો, લુક ૭ ; ૪૫.
વારંવાર તેલમર્દન થતું, ગીત. ૨૩ ; ૫. લુક ૭ ; ૪૬.
દૂરથી આવનારના પગ ધોવાતા, ઉત્પ. ૧૮ ; ૪ : ૪૩ ; ૨૪. લુક ૭ ; ૨૪, ૨૮.
પદવી પ્રમાણે મહેમાનગીરી થતી, ઉત્પ. ૪૩ ; ૩૩. ૧ શમૂ. ૯ ; ૨૨. લુક ૧૪ ; ૧૦.
જુદી જુદી વાની પીરસાતી, ઉત્પ. ૪૩ ; ૩૪. ૧ શમૂ. ૧ ; ૪.
વારંવાર એકજ ભાણામાં પીરસાતું, માત્થી ૨૬ ; ૨૩.

મુખ્યાસનો રાખવામાં આવતાં, જેની સાધારણ જનોને મનાઇ હતી, માત્થી ૨૩ ; ૬. લુક ૧૪ ; ૭, ૮.
ખાસ ભાગ, મુખ્ય પરોણાઓને સારૂ અલાયદો રખાતો હતો, ઉત્પ. ૪૩ ; ૩૪. ૧ શમૂ. ૧ ; ૫ : ૯ ; ૨૩, ૨૪.
બેઠેલા મહેમાનોને કોળીઓ બોળીને આપવાની રીત ચાલતી હતી, યોહા. ૧૩ ; ૨૬.
ગેરહાજર રહેનારને ભાણું મોકલાતું, ૨ શમૂ. ૧૧ ; ૮. નહે. ૮ ; ૧૦. એસ્તે. ૯ ; ૧૯.
ઉજાણીમાં બોલાવવા છતાં નહિ આવનારને શિક્ષા થતી હતી, લુક ૧૪ ; ૧૮, ૨૪.
પરોણા સંબંધી ચિંતા રાખવામાં આવતી, લુક ૧૪ ; ૨૨, ૨૩.
પુરૂષો તથા સ્ત્રીઓ કેટલીકવાર જુદાં જુદાં બેસતાં, એસ્તે. ૧ ; ૮, ૯. માર્ક ૬ ; ૨૧. સરખા. માત્થી ૧૪ ; ૧૧.
ઘરધણી ઉઠીને દ્વાર બંધ કરે ત્યાર પછી કોઇ અંદર આવી શકે નહિ, લુક ૧૩ ; ૨૪, ૨૫.
ઉપકારસ્તુતિ સાથે શરૂઆત કરાતી, ૧ શમૂ. ૯ ; ૧૩. માર્ક ૮ ; ૬.
સ્તોત્રદ્વારાએ સમાપ્તિ કરાતી, માર્ક ૧૪ ; ૨૬.
મરજી ઉપરાંત ખાવાપીવાને આગ્રહ થતો નહિ, એસ્તે. ૧ ; ૮.
વારંવાર વાજીંત્રો તથા નાચ થતા, આમો. ૬ ; ૫. માર્ક ૬ ; ૨૨. લુક ૧૫ ; ૨૫.
ઘણીવાર છાકટાઇ જોવામાં આવતી, ૧ શમૂ. ૧૫ ; ૩૩. દાની. ૫ ; ૩, ૪. હોશી. ૭ ; ૫.
બદલો વાળવા માટે ઘણીવાર મહેમાનો પણ મિજબાની આપતા, અયૂ. ૧ ; ૪. લુક ૧૪ ; ૧૨.

**મિત્ર**—તેઓની કિમ્મત, દૃષ્ટાં. ૧૮ ; ૨૪ : ૨૭ ; ૬, ૯, ૧૭. યોહા. ૧૫ ; ૧૩.
ખરા મિત્રોથી થતો લાભ, અયૂ. ૬ ; ૧૪. દૃષ્ટાં. ૧૭ ; ૧૭ : ૧૮ ; ૨૪ : ૨૭ ; ૬, ૯, ૧૭. યોહા. ૧૫ ; ૧૩.
ખરા મિત્રોના દાખલા, રૂથ ૧ ; ૧૬. ૧ શમૂ. ૧૮ ; ૧ : ૧૯ ; ૨ : ૨૦ ; ૩. ૨ શમૂ. ૧ ; ૨૬ : ૧૫ ; ૩૭ : ૧૬ ; ૧૬ : ૧૭ ; ૧૫ : ૧૯ ; ૩૨. ૧ રાજા. ૨ ; ૭. માત્થી ૧૧ ; ૧૯.
ભુંડા મિત્રોથી થતું ભય, પુન. ૧૩ ; ૬. અયૂ. ૬ ; ૧૫ : ૩૨ ; ૩. ગીત. ૧૨ ; ૨ : ૩૮ ; ૧૧ : ૪૧ ; ૯ : ૫૫ ; ૧૨-૧૪ : ૮૮ ; ૧૮. દૃષ્ટાં. ૧૯ ; ૪ : ૨૨ ; ૨૪ : ૨૫ ; ૧૯. વિલા. ૧ ; ૨. મીખા. ૭ ; ૫. ઝખા. ૧૩ ; ૬.
ભુંડા મિત્રોથી આવી પડતા ભયના દાખલા, ન્યા. ૪ ; ૧૮-૨૨ : ૧૬ ; ૪, ૨૧. ૨ શમૂ. ૩ ; ૨૭ : ૨૦ ; ૯, ૧૦. માત્થી ૨૬ ; ૪૮-૫૦.
જગતની મિત્રાઇ કરવાની મના છે, રૂમી. ૧૨ ; ૨. ૨ કરી. ૬ ; ૧૭. યાકૂ. ૪ ; ૪. ૧ યોહા. ૨ ; ૧૫.
ઇસુ પોતાના શિષ્યોને કહે છે, લુક ૧૨ ; ૪. યોહા. ૧૧ ; ૧૧ : ૧૫ ; ૧૪, ૧૫.
દાઉદ તથા યોનાથાનની મિત્રતા, ૧ શમૂ. ૧૮ ; ૧ : ૧૯ ; ૨૦. ૨ શમૂ. ૧ ; ૨૬.
દેવના મિત્ર ( વિશ્વાસીઓને કહેવામાં આવે છે) નિર્ગ. ૩૩ ; ૧૧. ૨ કાળ. ૨૦ ; ૭. સુ. ગી. ૫ ; ૧, ૧૬. યશા. ૪૧ ; ૮. યાકૂ. ૨ ; ૨૩.

**મિદ્યાની લોક**—ઇબ્રાહીમથી કટુરાહને પેટે થએલો, મિદ્યાન, તેના વંશજો, ઉત્પ. ૨૫ ; ૧, ૨ ૧ કાળ. ૧ ; ૩૨.

મોઆબની પાસે અને યરદનની પશ્ચિમે રહેતા હતા, ગણ. ૨૨ ; ૧-૪.
તેઓનો થોડો ભાગ :—
હોરેબની પાસે રહેતો, નિર્ગ. ૨ ; ૧૫. સરખા. નિર્ગ. ૩ ; ૧.
સત્ય જ્ઞાન પામીને યહોવાહની ભક્તિ કરતો, નિર્ગ. ૨ ; ૧૬. સરખા. નિર્ગ. ૧૮ ; ૯-૧૨.
તેઓના રાજાઓ રાજ કરતા, ગણ. ૩૧ ; ૮. ન્યા. ૮ ; ૫.
તંબુઓમાં વાસો કરતા, હબા. ૩ ; ૭.
વેપારનો ધંધો કરતા હતા, ઉત્પ. ૩૭ ; ૨૮, ૩૬.
હદાદે તેઓને જીત્યા, ઉત્પ. ૩૬ ; ૩૫. ૧ કાળ. ૧ ; ૪૬.
ઇસ્રાએલ વિરૂદ્ધ લડાઇ કરવા મોઆબ સાથે જોડાયા, ગણ. ૨૨ ; ૪.
ઇસ્રાએલના આવી પહોંચવાની વેળાએ ભયભીત થઇ ગયા, હબા. ૩ ; ૩ ૭.
મોઆબીઓ સાથે :—
ઇસ્રાએલને શાપ દેવા, બલઆમ પાસે માણસો મોકલ્યા, ગણ. ૨૨ ; ૫-૭.
ઇસ્રાએલીઓની મૂર્તિપૂજામાં ફસાયા, ગણ. ૨૫ ; ૧-૬.
ઇસ્રાએલીઓને કુમાર્ગે ચઢાવવાને કારણે સજા પામ્યા, ગણ. ૨૫ ; ૧૬-૧૮ : ૩૧ ; ૧-૧૨.
ઇસ્રાએલીઓ વિરૂદ્ધ ચઢી આવ્યા, ન્યા. ૬ ; ૧-૬.
ગિદઓન તેમની વિરૂદ્ધ ઉભો થયો, ન્યા. ૬ ; ૧૧-૧૪.
અમાલેક સાથે મળીને ગિદઓન વિરૂદ્ધ થયા, ન્યા. ૬ ; ૩૩.
ચમત્કારિક રીતે ગિદઓનથી પરાભવ પામ્યા, ન્યા. ૭ ; ૧૬-૨૨ : ૮ ; ૧૦, ૧૧.
તેના સરદારોને કાપી નાખ્યા, ન્યા. ૭ ; ૨૪, ૨૫ : ૮ ; ૧૨, ૨૧.
તેઓના નાશ સંબંધી કહેવામાં આવે છે, ગીત. ૮૩ ; ૯-૧૧. યશા. ૯ ; ૪ : ૧૦ ; ૨૬.
મંડળીનો ભવિષ્યમાં મહિમા થનાર છે, તે વખતે સેવા બજાવશે, યશા. ૬૦ ; ૬.

**મિલાપ,** દેવ સાથે—અગમ ભાખેલું, દાની. ૯ ; ૨૪. સરખા. યશા. ૫૩ ; ૫.
ખ્રીસ્તના જન્મસમયે દૂતે પ્રગટ કર્યો, લુક ૨ ; ૧૪.
થવા માટે વિધિમાંનો હસ્તલેખ દૂર થવાની જરૂર છે, એફે. ૨ ; ૧૬. કલો. ૨ ; ૧૪.
મનુષ્યો કાજ તૈયાર કરાયો :—
ખ્રીસ્તમાં ઇશ્વર વડે, ૨ કરીં. ૫ ; ૧૯.
ખ્રીસ્ત વડે, પ્રમુખ્ય યાજક દાખલ, હેબ્રી. ૨ ; ૧૭.
ખ્રીસ્તના મરણે કરી, રૂમી. ૫ ; ૧૦. એફે. ૨ ; ૧૬. કલો. ૧ ; ૨૧, ૨૨.
ખ્રીસ્તના રક્તે કરી, એફે. ૨ ; ૧૩. કલો. ૧ ; ૨૦.
દેવથી દૂર હતા એટલામાં, કલો. ૧ ; ૨૧.
હજી નિર્બળ હતા એટલામાં, રૂમી. ૫ ; ૬.
હજી પાપી હતા એટલામાં, રૂમી. ૫ ; ૮.
દેવના શત્રુ હતા એટલામાં, રૂમી. ૫ ; ૧૦.
એ સેવાનું કામ પોતાના સેવકોને સોંપેલું છે, ૨ કરીં. ૫ ; ૧૮, ૧૯.
સેવકોએ લોકોને વિનંતી કરવી, કે તેઓ ખ્રીસ્તમાં પામી લે, ૨ કરીં. ૫ ; ૨૦.
તેથી થતાં ફળ :—
દેવની શાંતિ, રૂમી. ૫ ; ૧. એફે. ૨ ; ૧૬, ૧૭.
દેવ પાસે પ્રવેશ, રૂમી. ૫ ; ૨. એફે. ૨ ; ૧૮.
યહુદીઓ તથા વિદેશીઓનું એક થવું, એફે. ૨ ; ૧૪.
સ્વર્ગ તથા પૃથ્વીની વસ્તુઓનું ઐક્ય થવું, કલો. ૧ ; ૨૦. સરખા. એફે. ૧ ; ૧૦.
છેવટના તારણનો નિશ્ચય, રૂમી. ૫ ; ૧૦.
તેની અગત્યત, લાક્ષણિક રૂપે બતાવે છે, માત્થી ૫ ; ૨૪-૨૬.
પ્રતિરૂપે બતાવેલી છે, લેવી. ૮ ; ૧૫ : ૧૬ ; ૨૦.

**મિલાપ,** પ્રભુભોજનમાં—ચિન્હરૂપે, નિર્ગ. ૧૨ ; ૨૧-૨૮. ૧ કરીં. ૫ ; ૭, ૮.
તેની સ્થાપન, માત્થી ૨૬ ; ૨૬. ૧ કરીં. ૧૧ ; ૨૩.
તેનો હેતુ, લુક ૨૨ ; ૧૯. ૧ કરીં. ૧૧ ; ૨૪, ૨૬.

ખ્રીસ્તના માંસ તથા લોહી સાથે, ૧ કરીં. ૧૦; ૧૬.
રોટલી તથા દ્રાક્ષરસ, બન્ને લેવાની અગત્ય છે, માત્થી ૨૬; ૨૭. ૧ કરીં. ૧૧; ૨૬.
તે લેતાં પહેલાં આત્મપરીક્ષા કરવી, ૧ કરીં. ૧૧; ૨૮, ૩૧.
યોગ્ય રીતે લઇ શકીએ માટે નવા અંતઃકરણ તથા નવા જીવનની અગત્ય છે, ૧ કરીં. ૫; ૭, ૮.
તે લેનારાઓએ પ્રભુને અર્થે ખાસ જુદા થવું, ૧ કરીં. ૧૦; ૨૧.
પુરાતન મંડળી હમેશાં પાળતી, પ્રેરી. ૨; ૪૨: ૨૦; ૭.
અયોગ્ય રીતે લેનારાઓ:—
ખ્રીસ્તના લોહી તથા માંસના અપરાધી છે, ૧ કરીં. ૧૧; ૨૭.
પ્રભુના શરીરનો ભેદ સમજતા નથી, ૧ કરીં. ૧૧; ૨૯.
તેઓ પર ઇશ્વરી ન્યાય આવી પડશે, ૧ કરીં. ૧૧; ૩૦.

**મિલાપ,** પ્રભુ સાથે—બાપની સાથે મિલાપ છે, ૧ યોહા. ૧; ૩.
પુત્રની સાથે મિલાપ છે, ૧ કરીં. ૧; ૯. ૧ યોહા. ૧; ૩. પ્રક. ૩; ૨૦.
પવિત્ર આત્માની સાથે મિલાપ છે, ૧ કરીં. ૧૨; ૧૩. ૨ કરીં. ૧૩; ૧૪. ફીલી. ૨; ૧.
સંપ હોવો જોઇએ, આમો. ૩; ૩.
તેને અર્થે પવિત્રતાની અગત્ય છે. ૨ કરીં. ૬; ૧૪-૧૬.
આજ્ઞાંકિત રહેનારને વચન આપ્યું છે, યોહા. ૧૪; ૨૩.
ભકતોએ:—
અભિલાષા રાખવી, ગીત. ૪૨; ૧. ફીલી. ૧; ૨૩.
ધ્યાન ધરવું, ગીત. ૬૩; ૫, ૬.
પ્રાર્થનામાં રાખવો, ફીલી. ૪; ૬. હેબ્રી. ૪; ૧૬.
પ્રભુભોજનમાં રાખવો, ૧ કરીં. ૧૦; ૧૬.
હમેશાં રાખવો, ગીત. ૧૬; ૮. યોહા. ૧૪; ૧૬-૧૮.
ઉદાહરણો—હનોખ, ઉત્પ. ૫; ૨૪. નુહ, ઉત્પ. ૯; ૬. ઇબ્રાહીમ, ઉત્પ. ૧૮; ૩૩. યાકૂબ, ઉત્પ. ૩૨; ૨૪-૨૯. મુસા, નિર્ગ. ૩૩; ૧૧-૨૩.

**મિલાપ,** ભક્તોનો—ખ્રીસ્તની પ્રાર્થના પ્રમાણે, યોહા. ૧૭; ૨૦, ૨૧.
આ મિલાપ છે:—
પ્રભુ સાથે, ૧ યોહા. ૧; ૩.
આકાશમાંના ભકતો સાથે, હેબ્રી. ૧૨; ૨૨-૨૪.
એક બીજા સાથે, ગલા. ૨; ૯. ૧ યોહા. ૧; ૩, ૭.
યહોવાહ તેઓનું અનુમોદન સાંભળે છે, માલા. ૩; ૧૬.
ખ્રીસ્ત તેઓ મધ્યે છે, માત્થી ૧૮; ૨૦.
જાહેર તથા એકાંતની સેવાભક્તિમાં, ગીત. ૩૪; ૩: ૫૫; ૧૪. પ્રેરિ. ૧; ૧૪. હેબ્રી. ૧૦; ૨૫.
પ્રભુના ભોજનમાં, ૧ કરીં. ૧૦; ૧૭.
ધાર્મિક સંવાદમાં, માલા. ૩; ૧૬.
એક બીજાને માટે પ્રાર્થના કરવામાં, ૨ કરીં. ૧; ૧૧. એફે. ૬; ૧૮.
એક બીજાને સુબોધ આપવામાં, કલો. ૩; ૧૬. હેબ્રી. ૧૦; ૨૫.
પરસ્પરના દિલાસા તથા જ્ઞાન વૃદ્ધિમાં, ૧ થેસ્સા. ૪; ૧૮: ૫; ૧૧.
પરસ્પરના સુખદુઃખમાં તથા માયાળુ થવામાં, રૂમી. ૧૨; ૧૫. એફે. ૪; ૨૩.
તેમાં ભક્તોનો આનંદ, ગીત. ૧૬; ૩: ૪૩; ૪: ૧૩૩; ૧-૩. રૂમી. ૧૫; ૩૨.
એ સંબંધી આપેલો સુબોધ, એફે. ૪; ૧-૩.
દુષ્ટોની સાથે મિલાપ રાખવાની મનાઇ, ૨ કરીં. ૩; ૧૪-૧૭. એફે. ૫; ૧૧.
ઉદાહરણો—યોનાથાન, ૧ શમૂ. ૨૩; ૧૬. દાઉદ, ગીત. ૧૧૯; ૬૩. દાનીએલ, દાની. ૨; ૧૭, ૧૮. પ્રેરિતો, પ્રેરિ. ૧; ૧૪. શરૂઆતની મંડળી, પ્રેરિ. ૨; ૪૨: ૫; ૧૨. પાઉલ, પ્રેરિ. ૨૦; ૩૬-૩૮.

**મિસર**—મિસરાઇમના વંશજોનો વિસ્તાર, ઉત્પ. ૧૦; ૬, ૧૩, ૧૪.

ની સરહદ, હઝ. ૨૯ ; ૧૦.
ની ઉષ્ણ આબોહવા, પુન. ૧૧ ; ૧૦, ૧૧.
નીલ નદીથી પાણી પૂરૂં પાડવામાં આવે છે, ઉત્પ. ૪૧ ; ૧-૩. નિર્ગ. ૧ ; ૨૨.
દીમાં આવનાર રેલની હકિકત, આમો. ૮; ૮.
અનર્થોને આધીન, પુન. ૭; ૧૫: ૨૮; ૨૭, ૬૦.
ઈ કોઇ વાર દુકાળ પડતો, ઉત્પ. ૪૧ ; ૩૦.
હેવામાં આવે છે :—
હામનો દેશ, ગીત. ૧૦૫; ૨૩ : ૧૦૬ ; ૨૨.
દક્ષિણનો દેશ, યિર્મે. ૧૩ ; ૧૯. દાની. ૧૧ ; ૧૪, ૨૫.
શીહોર, યશા. ૨૩ ; ૩.
રાહાબ, ગીત. ૮૭ ; ૪ : ૮૯ ; ૧૦.
ગુલામીનું ઘર, નિર્ગ. ૧૩ ; ૩, ૧૪. પુન. ૭ ; ૮.
ખ્યાત છે :—
ફળદ્રુપતાને કારણે, ઉત્પ. ૧૩; ૧૦: ૪૫; ૧૮.
દ્રવ્યને કારણે, હેબ્રી. ૧૧ ; ૨૬.
વિદ્યાને માટે, ૧ રાજા. ૪ ; ૨૦. પ્રેરિ. ૭; ૨૨.
ઉમદા ઘોડાને માટે, ૧ રાજા. ૧૦ ; ૨૮, ૨૯.
ઉમદા શણનાં વસ્ત્ર માટે, દૃષ્ટાં. ૭ ; ૧૬. યશા. ૧૯ ; ૯.
વેપારને અર્થે, ઉત્પ. ૪૧ ; ૫૭. હઝ. ૨૭ ; ૭.
ઓનો ધર્મ મૂર્તિપૂજક હતો, નિર્ગ. ૧૨ ; ૧૨. ગણ. ૩૩ ; ૪. યશા. ૧૯ ; ૧. હઝ. ૨૯ ; ૭.
ઓની મૂર્તિપૂજાના ભાગીદાર ઇસ્રાએલીઓ થયા, નિર્ગ. ૩૨ ; ૪. સરખાવો હઝ. ૨૦ ; ૮, ૧૯.
જાદુવિદ્યા ચાલતી હતી, નિર્ગ. ૭ ; ૧૧, ૧૨, ૨૨ : ૮ ; ૭.
રાજાનો અધિકાર, ઉત્પ. ૪૧ ; ૪૧-૪૪.
સરદારો તથા સલાહકારો રહેતા, ઉત્પ. ૧૨ ; ૧૫. યશા. ૧૯ ; ૧૧.
સત્તા તરફ જોતાં :—
ગર્વિષ્ઠ તથા અભિમાની, હઝ. ૨૯ ; ૩ : ૩૦ ; ૬.
દબદબાવાળું, હઝ. ૩૨ ; ૧૨.
પરાક્રમી, યશા. ૩૦ ; ૨, ૩.
જયને માટે તૃષિત, યિર્મે. ૪૬ ; ૮.
કપટી, યશા. ૩૬ ; ૬. હઝ. ૨૯ ; ૬, ૭.

તેના રહેવાસીઓ :—
ભોળા ( વહેમી ), યશા. ૧૯ ; ૩.
પરોણાચાકરી કરનાર, ઉત્પ. ૪૭ ; ૫, ૬. ૧ રાજા. ૧૧ ; ૧૮.
વારંવાર પરદેશીઓ સાથે લગ્નસંબંધ કરતા, ઉત્પ. ૨૧ ; ૨૧. ૧ રાજા. ૩ ; ૧ : ૧૧ ; ૧૯. ૧ કાળ. ૨ ; ૩૪, ૩૫.
ભરવાડોનો તિરસ્કાર કરતા, ઉત્પ. ૪૬ ; ૩૪.
ગોધાઓના યજ્ઞનો ધિક્કાર કરતા, નિર્ગ. ૮ ; ૨૬.
ઇસ્રાએલીઓ ધિક્કારતા નહિ, પુન. ૨૩ ; ૭.
ત્રીજી પેઢીએ તેઓ સમુદાયમાં દાખલ થઇ શકતા હતા, પુન. ૨૩ ; ૮.
ઉજાણીની પદ્ધતિ, ઉત્પ. ૪૩ ; ૩૧-૩૪.
ખાણામાં વપરાતી તરકારીભાજી, ગણ. ૧૧; ૫.
શબમાં સુગંધી ભરવાની રીતિ, ઉત્પ. ૫૦ ; ૩.
પરદેશીઓને વારંવાર આશ્રય મળતો, ઉત્પ. ૧૨ ; ૧૦ : ૪૭ ; ૪. ૧ રાજા. ૧૧ ; ૧૭, ૪૦. ૨ રાજા. ૨૫ ; ૨૬. માત્થી ૨ ; ૧૨, ૧૩.
તેનું લશ્કર :—
તેનું વર્ણન, નિર્ગ. ૧૪ ; ૭-૯.
લાલ સમુદ્રમાં નાશ પામ્યું, નિર્ગ. ૧૪ ; ૨૬-૨૮.
ગેઝેર લીધું તથા બાળી નાખ્યું, ૧ રાજા. ૯ ; ૧૬.
રહાબઆમના સમયમાં યરૂશાલેમને લુટયું તથા ભાંગ્યું, ૧ રાજા. ૧૪ ; ૨૫, ૨૬.
આશ્શૂરના રાજા પર હલ્લો કર્યો, ને મદદ કરનાર યોશીયાહને માર્યો, ૨ રાજા. ૨૩ ; ૨૯.
યહોઆહાઝને પદભ્રષ્ટ કરીને યહુદાહને ખંડીયું કર્યું, ૨ રાજા. ૨૩ ; ૩૧-૩૫.
ખાલ્દીઓ વિરૂદ્ધ થવાને યહુદાહે તેની મદદ માગી, હઝ. ૧૭ ; ૧૫. સરખાવો યિર્મે. ૩૭ ; ૫, ૭.
તેના ઉપર ભરોસો રાખવાનો નિષેધ કરવામાં આવ્યો, યશા. ૩૦ ; ૩૧. યિર્મે. ૪૨ ; ૧૪ : ૪૩ ; ૮.
મિસરમાંનો ઇસ્રાએલનો ઇતિહાસ :—
પ્રવાસ કરવા સંબંધી અગમવાણી, ઉત્પ. ૧૫ ; ૧૩.

તેની મૂર્તિઓની પાયમાલી થવા વિષે, યિર્મે. ૪૩ ; ૧૨, ૧૩ : ૪૬ ; ૨૫. હઝ. ૩૦ ; ૧૩.
સૂર વિરુદ્ધ બાબેલે બજાવેલી સેવાના બદલામાં તેને મિસર અપાશે, હઝ. ૨૯ ; ૧૮-૨૦.
તેના લોકોનો બંદીપ્રવાસ થવા વિષે, યશા. ૨૦ ; ૪. યિર્મે. ૪૬ ; ૧૯, ૨૪-૨૬. હઝ. ૩૦ ; ૪.
ચાળીસ વરસ સુધી તેનું ખંડીએર પડી રહેવું, હઝ. ૨૯ ; ૮-૧૨. હઝ. ૩૦ ; ૧૨ : ૩૨ ; ૧૫.
દુર્ભાગ્યને કારણે સહન કરવું પડશે, હઝ. ૩૦ ; ૪-૬.
જે યહુદીઓએ તેની મૂર્તિપૂજામાં ભાગ લીધો તેઓને પણ સજા મળશે, યિર્મે. ૪૪; ૭,૨૮.
તેની પાયમાલીને કારણે ઘણાઓ પર ભય આવી પડશે, હઝ. ૩૨ ; ૯, ૧૦.
સદાને માટે પામર રાજ્ય થશે, હઝ. ૨૯ ; ૧૫.
ખ્રીસ્તને તેમાંથી બોલાવવામાં આવશે, હોશી. ૧૧ ; ૧. માત્થી ૨ ; ૧૫.
તેનામાં બદલાણ થવું, યશા. ૧૯ ; ૧૮, ૨૦.
ઇસ્રાએલની સાથે ગણાશે તથા આશીર્વાદ પામશે, યશા. ૧૯ ; ૨૩-૨૫.
તેના નાશ સંબંધીની લાક્ષણિક ભવિષ્યવાતો, યિર્મે ૪૩ ; ૯, ૧૦. હઝ. ૩૦ ; ૨૧, ૨૨ : ૩૨ ; ૪-૬.

**મીઠું**—સારૂં તથા ઉપયોગી એવા ગુણવાળું બતાવ્યું છે, માર્ક ૯ ; ૫૦.
વપરાતું :—
ખોરાકમાં, અયૂ. ૬ ; ૬.
અર્પણોમાં, લેવી. ૨ ; ૧૩. હઝ. ૪૩ ; ૨૪.
લૂણનો કરાર કરવામાં, ગણ. ૧૮ ; ૧૯. ૨ કાળ. ૧૩ ; ૫.
નવાં જન્મેલાં બાળકને અંગે મસળવામાં, હઝ. ૧૬ ; ૪.
બીજાનું લૂણ ખાવું, એમાં મિત્રપણાનું ચિન્હ બતાવ્યું છે, એઝ. ૪ ; ૧૪.
બેસ્વાદ થાય તો ફેંકી દેવામાં આવે છે, માત્થી ૫ ; ૧૩. સરખાવો માર્ક ૯ ; ૫૦.
ઘણી વાર મળતું હતું :—
ખાડામાંથી, યહો. ૧૧ ; ૮. સફ઼ા. ૨ : ૯.
ઝરામાંથી, યાકૂ. ૩ ; ૧૨.
મૃતસરોવર પાસેથી, ગણ. ૩૪ ; ૧૨. પુન. ૩ ; ૧૭.
જે જગામાં પુષ્કળ પાકતું, તે જમીન વેરાન તથા નિષ્ફળ રહેતી હતી, યિર્મે. ૧૭ ; ૬. હઝ. ૪૭ ; ૧૧.
તેની ખીણ જયને માટે પ્રખ્યાત છે, ૨ શમૂ. ૮; ૧૩. ૨ રાજા. ૧૪; ૭. ૧ કાળ. ૧૮; ૨૨.
તેની સાથે સંબંધ ધરાવતા ચમત્કારિક બનાવો :—
લોટની સ્ત્રી મીઠાનો સ્તંભ બની ગઇ, ઉત્પ. ૧૯ ; ૨૬.
એલીશાએ તે વડે પાણી મીઠાં કર્યાં, ૧ રાજા. ૨ ; ૨૧.
તે વાવવામાં આવ્યું, એમાં કાયમની ઉજડતા બતાવી છે, ન્યા. ૯ ; ૪૫.
બંદીપ્રવાસમાંથી પાછા આવ્યા પછી, યહુદીઓને પૂરૂં પાડવાનો હુકમ ફરમાવવામાં આવ્યો, એઝ. ૬ ; ૯ : ૭ ; ૨૨.
લાક્ષણિક રીતે :—
ભક્તોને, માત્થી ૫ ; ૧૩.
હૃદયમાં કૃપાને, માર્ક ૯ ; ૫૦.
બોલવામાં ડહાપણને, કલો. ૪ ; ૬.
(બેસ્વાદ મીઠું) કૃપારહિતના, માત્થી ૫ ; ૧૩. માર્ક ૯ ; ૫૦.
(તેના ખાડા) વેરાનપણાને, સફ઼ા. ૨ ; ૯.
(અગ્નિથી હરેક સલુણું) નાશને અર્થે દુષ્ટોની તૈયારી, માર્ક ૪ ; ૪૯.

**મીઠાનો સમુદ્ર**—ઉત્પ. ૧૪ ; ૩. ગણ. ૩૪ ; ૧૨. પુન. ૩ ; ૧૭. યહો. ૩ ; ૧૬ : ૧૨ ; ૩ : ૧૫ ; ૨.

**મુદ્રા, અગર મહોરછાપ**—કડપ કહેવાય છે, ઉત્પ. ૩૮ ; ૧૮-૨૫.
મૂલ્યવાન પાષાણમાં કોતરકામ કરીને તેને સોનામાં બેસાડીને વાપરતા, નિર્ગ. ૨૮ ; ૧૧.
તે ઉપરના લેખનું લાગુકરણ કર્યું છે, ૨ તીમો. ૨ ; ૧૯.
કેટલાક વીંટીમાં રાખીને પહેરતા હતા, યિર્મે. ૨૨ ; ૨૪.
તે પરની છાપ મારતા :—
કેટલીક વાર ગારા ઉપર, અયૂ. ૩૮ ; ૧૪.

કેટલીક વાર સહીસલામતીને અર્થે, દાની. ૬; ૧૭. માલ્થી ૨૭; ૨૬.
સર્વે રાજકીય હુકમો પર, ૧ રાજા. ૨૧; ૮. એસ્તે. ૩; ૧૨: ૮; ૮.
કરાર પર, નહે. ૯; ૩૮: ૧૦; ૧.
દસ્તાવેજો પર, તેમ માલમિલ્કતની પરસ્પર આપલે ઉપર, યિર્મે. ૩૨; ૯-૧૨, ૪૪.
ભંડાર ઉપર, પુન. ૩૨; ૧૪.
અર્પણને અર્થે અલાયદાં કરેલાં જાનવરો પર, અને તેનું લાગુકરણ કર્યું છે. યોહા. ૬; ૨૭.
કોઇને અધિકાર સોંપવામાં આવ્યો છે, એની નિશાણી તરીકે રાજાઓ આપતા, ઉત્પ. ૪૧; ૪૧, ૪૨.
લાક્ષણિક રીતે:—
સુન્નતને, રૂમી. ૪; ૧૧.
ધર્માંતરને, ૧ કરીં. ૯; ૨.
જે મૂલ્યવાન તેને, સુ. ગી. ૮; ૬. યિર્મે. ૨૨; ૨૪. હગ્ગ. ૨; ૨૩.
ગુપ્ત સ્થળને, દાની. ૧૨; ૪. પ્રક. ૫; ૧: ૧૦; ૪.
સહીસલામતીને, સુ. ગી. ૪; ૧૨. ૨ તીમો. ૨; ૧૯. પ્રક. ૭; ૨-૮: ૨૦; ૩.
સંપૂર્ણ અનુમતિને, યોહા. ૩; ૩૩.
પ્રભુના ભક્તોને (આત્મા વડે ખાસ રખાએલા છે તેઓને), ૨ કરીં. ૧; ૨૨. એફે. ૧; ૧૩: ૪; ૩૦.
અંકુશ અગર બંધનને, અયૂ. ૯; ૭: ૩૭; ૭. પ્રક. ૨૦; ૩.

**મુસાફરી**—કરનાર વટેમાર્ગુ કહેવાય છે, ન્યા. ૧૯; ૧૭. યશા. ૩૫; ૮.
તેને માટે સામાનની તૈયારીની સૂચના કરેલી છે, હઝ. ૧૨; ૩, ૪.
કેટલીક વાર ઝાઝા મળીને સંઘમાં ચાલતા, ઉત્પ. ૩૭; ૨૫. યશા. ૨૧; ૧૩. લુક ૨; ૪૪.
ઘણી વાર ભોમિયાને સાથે લેતા, જે અગ્રેસર તરીકે આગળ ચાલતા, ગણ. ૧૦; ૩૧, ૩૨. અયૂ. ૨૯; ૧૫.
તેઓના મિત્રો:—
કેટલીક વાર વાટખર્ચી આપતા, ઉત્પ. ૨૧; ૧૪: ૪૪; ૧. યિર્મે. ૪૦; ૫.
કેટલીક વાર થોડે સુધી વળાવા જતા, ૨ શમૂ. ૧૯; ૩૧. પ્રેરિ. ૨૦; ૩૮: ૨૧; ૫.
"ઇશ્વર તેમનો રક્ષક થાઓ" એવો આશીર્વાદ દેતા, ઉત્પ. ૪૩; ૧૩, ૧૪. પ્રેરિ. ૨૧; ૫.
કેટલીક વાર પરસ્પર છુટા થતી વખતે દુઃખી થતા, પ્રેરિ. ૨૦; ૩૭: ૨૧; ૬.
ઘણી વાર વાજતેગાજતે વળાવતા, ઉત્પ. ૩૧; ૨૭.
કેટલીક વાર પોતાની મુસાફરી પ્રભાતે કરતા, ન્યા. ૧૯; ૫.
કેટલીક વાર બપોરે વિસામો લેતા, ઉત્પ. ૧૮; ૧, ૩. યોહા. ૪; ૧.
રાત પડે ત્યાં મુકામ કરતા, ઉત્પ. ૨૪; ૧૧.
કેટલીક વાર કુવા અગર જળકાંડે મુકામ નાખતા, ઉત્પ. ૨૪; ૧૧: ૩૨; ૨૧, ૨૩. નિર્ગ. ૧૫; ૨૭. ૧ શમૂ. ૩૦; ૨૧. યોહા. ૪; ૩.
પોતાની સાથે લઇ જતા:—
વાટખર્ચી, યહો. ૯; ૧૧, ૧૨. ન્યા. ૧૯; ૧૯.
પોતાનાં પશુઓને માટે વાટખર્ચી. ઉત્પ. ૪૨; ૨૭. ન્યા. ૧૯; ૧૯.
પાણીથી તથા દ્રાક્ષરસથી ભરેલી મશકો સાથે લેતા હતા, ઉત્પ. ૨૧; ૧૪, ૧૫. યહો. ૯; ૧૩.
જેના પરોણા થવાના હોય તેમને વાસ્તે ભેટ લઇ જતા, ઉત્પ. ૪૩; ૧૫. ૧ રાજા. ૧૦; ૨. ૨ રાજા. ૫; ૫. માલ્થી ૨; ૧૧.
કેટલીક વાર પગપાળાની મુસાફરી કરતા, ઉત્પ. ૨૮; ૧૦. સરખા. ઉત્પ. ૩૨; ૧૦. નિર્ગ. ૧૨; ૩૭. પ્રેરિ. ૨૦; ૧૩.
પગપાળાની હોય તો પહેરવેશ કેવો? નિર્ગ. ૧૨; ૧૧.
લાંબી મુસાફરીને અંતે કેવા હાલહવાલ થઇ જતા તેની સૂચના કરેલી છે, યહો. ૯; ૪, ૫, ૧૩.
જુદી જુદી રીતે મુસાફરી થતી:—
ગધેડાં, ઉંટ ઇત્ય. પર સ્વાર થઇને, ઉત્પ. ૨૨; ૩: ૨૪; ૬૪. ગણ. ૨૨; ૨૧.

રથમાં બેસીને, ૨ રાજા. ૫ ; ૯. પ્રેરિ. ૮ ; ૨૭, ૨૮.
ઘણી વાર પોતાની સાથે ખેપિયા રાખતા હતા, ૧ શમૂ. ૨૫ ; ૨૭. ૧ રાજા. ૧૮ ; ૪૬. ૨ રાજા. ૪ ; ૨૪. સભા. ૧૦ ; ૭.
કેટલીક વાર રસ્તો તૈયાર કરવાને માટે આગળથી ખેપિયા મોકલતા, યશા. ૪૦ ; ૩, ૪. સરખા. માર્ક ૧ ; ૨, ૩.
કેટલીક વાર સાથે મોટો રસાલો રહેતો હતો, ૧ રાજા. ૧૦ ; ૨. ૨ રાજા. ૫ ; ૫, ૯.
કેટલીક વાર રસ્તામાં જોરજુલમ કરીને ખોરાક મેળવતા, ન્યા. ૮ ; ૫, ૮. ૧ શમૂ. ૨૫ ; ૪-૧૩.
કેટલીક વાર નીકળતાં પહેલાં પોતાના ચાકરોને અમુક કાર્યો કરવાની સોંપણી કરતા, માત્થી ૨૫ ; ૧૪.
મુસાફરોનો આદરભાવ કરાતો, ઉત્પ. ૧૮ ; ૨ : ૨૪ ; ૧૮, ૧૯.
કેટલીક વાર બહુ માન તથા દબદબા સાથે પરોણાઓનો આદરભાવ કરાતો, ઉત્પ. ૧૮ ; ૩, ૪ : ૧૯ ; ૨ : ૨૪ ; ૨૫, ૩૨, ૩૩. નિર્ગ. ૨ ; ૨૦. ન્યા. ૧૯ ; ૨૦, ૨૧. અયૂ. ૩૧ ; ૩૨. હેબ્રી. ૧૩ ; ૨.
તેઓના ઉતારાને અર્થે ખાસ ધર્મશાળાઓ બાંધવામાં આવતી, ઉત્પ. ૪૨ ; ૨૭. નિર્ગ. ૪ ; ૨૪. લુક ૨ ; ૭ : ૧૦ ; ૩૪.
ક્યાંથી આવ્યા? ક્યાં જાઓ છો? એવી પૂછપરછ કેટલીક વાર કરવામાં આવતી, ન્યા. ૧૯ ; ૧૭.
જેને ત્યાં પરોણા તરીકે ઉતરતા ત્યાં તેમની બરદાસ કરાતી, ઉત્પ. ૧૯ ; ૬-૮. ન્યા. ૧૯ ; ૨૩.
સહીસલામતીને અર્થે કેટલીક વાર રાજમાર્ગ મૂકીને બીજે રસ્તે ચાલતા, ન્યા. ૫ ; ૬.
પરોણાચાકરીની પ્રતિજ્ઞા કરેલી છે, પ્રક. ૨ ; ૧૭.
જરૂરીના સંદેશાને સારૂ જનાર માણસે :—
ઘણી ઝડપથી જવું, એસ્તે. ૮ ; ૧૦. અયૂ. ૯ ; ૨૫.
માર્ગમાં કોઇને સલામ કરવી નહિ, ૨ રાજા. ૪ ; ૨૯. લુક ૧૦ ; ૪.
મુસાફરીની લંબાઇ દિવસો પરથી બતાવતા, ઉત્પ. ૩૧ ; ૨૩. પુન. ૧ ; ૨. ૨ રાજા. ૩ ; ૯.
સાબ્બાથ દિવસે લાંબી મુસાફરી કરવાને યહુદીઓને મના હતી, નિર્ગ. ૨૦ ; ૧૦. સરખા. પ્રેરિ. ૧ ; ૧૨.
મુસાફરી બંધ પડી જવી એમાં સજાની સૂચના રહેલી છે, યશા. ૩૩ ; ૮.

**મૂર્ખ**—જન્મસ્વભાવથી સર્વ માનવજાત છે, તીત. ૩ ; ૩.
દેવને નકારે છે, ગીત. ૧૪ ; ૧ : ૫૩ ; ૧.
દેવના નામને તુચ્છ ગણે છે, ગીત. ૭૪ ; ૧૮.
દેવની નિંદા કરે છે, ગીત. ૭૪ ; ૧૨.
પાપની ઠઠ્ઠા કરે છે, દૃષ્ટાં. ૧૪ ; ૯.
જ્ઞાનનો તિરસ્કાર કરે છે, દૃષ્ટાં. ૧ ; ૭ : ૧૫ ; ૫.
શિક્ષણને નકારે છે, દૃષ્ટાં. ૧ ; ૨૨.
બુદ્ધિમાં આનંદ નથી, દૃષ્ટાં. ૧૮ ; ૨.
દુષ્ટતા, રમત જેવી લાગે છે, દૃષ્ટાં. ૧૦ ; ૨૩.
દુષ્ટતાથી દૂર થવું કંટાળારૂપ છે, દૃષ્ટાં. ૧૩ ; ૧૯.
પ્રભુની ભક્તિ આવડતી નથી, સભા. ૫ ; ૧.
તેઓ છે :—
દુષ્ટ તથા અમંગળ, ગીત. ૧૪ ; ૧.
પોતાની દૃષ્ટિમાં પોતાનો માર્ગ ખરો સમજનાર, દૃષ્ટાં. ૧૨ ; ૧૫. રૂમી. ૧ ; ૨૨.
અભિમાની, દૃષ્ટાં. ૧૪ ; ૧૬.
કપટી, દૃષ્ટાં. ૧૪ ; ૮.
દેવના ભક્ત હોવાનો બાહ્ય દેખાવ, માત્થી ૨૫ ; ૨-૧૨.
વાચાળ, ઉત્પ. ૧૦ ; ૧૪.
ટંટાખોર, દૃષ્ટાં. ૨૦ ; ૩.
ચાડી કરનાર, દૃષ્ટાં. ૧૦ ; ૧૮.
જુઠા, દૃષ્ટાં. ૧૦ ; ૧૮.
આળસુ, ઉત્પ. ૪ ; ૫.
ક્રોધી, ઉત્પ. ૭ ; ૯.
કજીઆખોર, દૃષ્ટાં. ૧૮ ; ૬.
માબાપને દુ:ખકર્તા, દૃષ્ટાં. ૧૭ ; ૨૫ : ૧૯ ; ૧૩.
લજ્જા પામશે, દૃષ્ટાં. ૩ ; ૩૫.
પોતાના શબ્દોથી પોતાનો નાશ કરે છે, દૃષ્ટાં. ૧૦ ; ૧૮. સભા. ૧૦ ; ૧૨.

તેમની સોબત કરનાર નાશ પામશે, દૃષ્ટાં. ૧૩; ૨.
તેના હોઠ તેના આત્માને ફાંદારૂપ છે, દૃષ્ટાં. ૧૮; ૭.
મૂર્ખાઇને વળગી રહેનાર છે, દૃષ્ટાં. ૨૬; ૧૧: ૨૭; ૨૨.
મૂર્તિપૂજા કરે છે, યિર્મે. ૧૦; ૮. રૂમી. ૧; ૨૨, ૨૩.
પોતાની બુદ્ધિપર અઢેલે છે, દૃષ્ટાં. ૨૮; ૨૬.
પોતાના ધન ઉપર ભરોસો રાખે છે, લુક ૧૨; ૨૦.
સુવાર્તા સાંભળે પણ સ્વીકારતો નથી, માત્થી ૭; ૨૬.
તેનું મુખ મૂર્ખપણું ઉચ્ચારે છે, દૃષ્ટાં. ૧૫; ૨.
તેને ગૌરવ શોભતો નથી, દૃષ્ટાં. ૨૬; ૧, ૮.
પ્રભુને તેમના તરફથી કશો સંતોષ નથી, ઉત્પ. ૫; ૪.
પ્રભુની સન્મુખ ઉભા રહી શકશે નહિ, ગીત. ૫; ૫.
તેઓને તજી દેવા, દૃષ્ટાં. ૯; ૬: ૧૪; ૭.
સમજુક થવાનો સુબોધ, દૃષ્ટાં. ૮; ૫.
તેઓને મળનાર સજા, ગીત ૧૦૭; ૧૭. દૃષ્ટાં. ૧૯; ૨૮: ૨૬; ૧૦.
ઉદાહરણો—રહાબઆમ, ૧ રાજા. ૧૨; ૮. ઇસ્રાએલ, યિર્મે. ૪; ૨૨. ફરોશી લોકો, માત્થી ૨૩; ૧૭, ૧૯.

મૂર્ખ—તેની વ્યક્તિ :—

તેની આંખો પૃથ્વીના છેડાએ લાગેલી છે, દૃષ્ટાં. ૧૩; ૨૪.
તેના કર્ણ ડહાપણને તુચ્છકારે છે, દૃષ્ટાં. ૨૩; ૯.
તેનું મુખ તેલ કરતાં સુવાળું છે, દૃષ્ટાં. ૫; ૩.
તેનું મુખ તાત્કાળિક નાશ છે, દૃષ્ટાં. ૧૦; ૧૪.
તેનું મુખ અભિમાનની સોટી છે, દૃષ્ટાં. ૧૪; ૩.
તેનું મુખ મૂર્ખાઇને વહેતી મૂકે છે, દૃષ્ટાં. ૧૫; ૨.
તેનું મુખ મૂર્ખાઇનો આહાર કરે છે, દૃષ્ટાં. ૧૫; ૧૪.
તેનું મુખ એ તેનો વિનાશ છે, દૃષ્ટાં. ૧૮; ૭.
તેનું મ્હો ફટકાનો માર્ગ છે, દૃષ્ટાં. ૧૮; ૬.
તેના હોઠ કજીઆમાં ઉતરે છે, દૃષ્ટાં. ૧૮; ૬.
તેના હોઠો તેને પોતાનેજ ગળી જશે, સભા. ૧૦; ૧૨.
તેના હોઠ તેના આત્માનો ફાંદો છે, દૃષ્ટાં. ૧૮; ૭.
તેની જીભ ખુશામત કરનાર છે, દૃષ્ટાં. ૬; ૨૪.
તેની જીભ કાપી નંખાશે, દૃષ્ટાં. ૧૦; ૩૧.
તેનો સાદ શબ્દોના જથ્થા સાથે છે, સભા. ૫; ૩.
અક્કડ ગરદન રાખે છે, ગીત. ૭૫; ૪, ૫.
તેના ઉરમાં ગુસ્સો રહેલો છે, સભા. ૭; ૯.
પોતાના મનમાં કહ્યું કે, દેવ નથી, ગીત. ૧૪; ૧.
તેનું હૃદય યહોવાહ વિરૂદ્ધ ચિડાય છે, દૃષ્ટાં. ૧૯; ૩.
તેનું અંતઃકરણ હર્ષના ઘરમાંજ હોય છે, સભા. ૭; ૪.
વિશ્વાસ કરવાને મંદ હૃદય, લુક ૨૪; ૨૫.
પોતાના હાથ ભીડે છે, સભા. ૪; ૫.
પોતાના હાથથી ઘર તોડી પાડે છે, દૃષ્ટાં. ૧૪; ૧.
તેની પીઠને માટે લાકડી છે, દૃષ્ટાં. ૧૦; ૧૩: ૧૯; ૨૯.
તેના પગ મૃત્યુ સુધી ઉતરે છે, દૃષ્ટાં. ૫; ૫.
તેનાં પગલાં શેઓલને ગ્રહે છે, દૃષ્ટાં. ૫; ૫.

તેનો ખોરાક :—

પોતાનુંજ માંસ ખાય છે, સભા. ૪; ૫.
મૂર્ખાઇનો આહાર કરે છે, દૃષ્ટાં. ૫; ૧૪.
પોતાના માર્ગનું ફળ ખાશે, દૃષ્ટાં. ૧; ૩૧.
પોતાનાં તરકટો પેટપૂર અનુભવશે, દૃષ્ટાં. ૧; ૩૧.
તે રાખ ખાય છે, યશા. ૪૪; ૨૦.

તેના ગુણલક્ષણ તથા માર્ગ :—

તે પોતાના હૃદયમાં કહે છે કે, દેવ નથી, ગીત. ૧૪; ૧.
પોતાની દૃષ્ટિમાં પોતાનો માર્ગ યથાર્થ છે, દૃષ્ટાં. ૧૨; ૧૫.
પોતાના હૃદય પર ભરોસો રાખે છે, દૃષ્ટાં. ૨૮; ૨૬.

દેવના આત્માની વસ્તુઓ, ૧ કરીં. ૨ ; ૧૪.
દેવની આગળ જગતનું જ્ઞાન, ૧ કરીં. ૧ ; ૨૦ : ૨ ; ૭ : ૩ ; ૧૯.
પાપીઓનું મૂર્ખપણું, ગીત. ૯૪ ; ૫. યિર્મે. ૪ ; ૨૨ : ૮ ; ૭. હોશી. ૭ ; ૧૧. એફે. ૪ ; ૧૯.
વાત પ્રગટ કરવાનું મૂર્ખપણું, ૧ કરીં. ૧ ; ૨૧.
દેવનું મૂર્ખપણું, ૧ કરીં. ૧ ; ૨૫.
વધસ્તંભે જડાયલો ખ્રીસ્ત હેલેનીઓને, ૧ કરીં. ૧ ; ૨૩.

**મુગટ**—જીવનનો...સહનતાને માટે, યાકૂ. ૧ ; ૧૨. પ્રક. ૨ ; ૧૦.
ન્યાયીપણાનો...વિશ્વાસની સારી લડાઇ લડવા માટે, ૨ તીમો. ૪ ; ૮.
ઉલ્લાસનો...વિજયને કારણે, ૧ થેસ્સા. ૨ ; ૧૯.
મહિમાનો...જેઓએ મંડળીની વૃદ્ધિ કરી, અને દેવના ટોળાનું પાલણ કર્યું તેમને માટે, ૧ પીત. ૫ ; ૪.
અવિનાશી,...સારી દોડ દોડયાને કારણે, ૧ કરીં. ૯ ; ૨૫.
વળી જુઓ :—
કાંટાનો મુગટ, માત્થી ૨૭ ; ૨૯.
સોનાનો મુગટ, પ્રક. ૪ ; ૪.
વિદ્યાનો મુગટ, દૃષ્ટાં. ૧૪ ; ૧૮.
માનનો મુગટ, ગીત. ૮ ; ૫.

**મૂર્તિપૂજા**—કરવાની મનાઇ, નિર્ગ. ૨૦ ; ૨, ૩. પુન. ૫ ; ૭.
તેનો અર્થ :—
પ્રતિમા બનાવવી, નિર્ગ. ૨૦ ; ૪. પુન. ૫ ; ૮.
પ્રતિમા આગળ નમવું, નિર્ગ. ૨૦ ; ૫. પુન. ૫ ; ૯.
તેનું ભજન કરવું, યશા. ૪૪ ; ૧૭. દાની. ૩ ; ૫, ૧૦, ૧૫.
તેને અર્પણ ચઢાવવાં, ગીત. ૧૦૬ ; ૩૮. પ્રેરિ. ૭ ; ૪૧.
અન્ય દેવોનું ભજન કરવું, પુન. ૩૦ ; ૧૭. ગીત. ૮૧ ; ૯.
અન્ય દેવોના સમ ખાવા, નિર્ગ. ૨૩ ; ૧૩. યહો. ૨૩ ; ૭.
અન્ય દેવોની પાછળ ચાલવું, પુન. ૮ ; ૧૯.
અન્ય દેવોના નામથી બોલવું, પુન. ૧૮ ; ૨૦.
અન્ય દેવો તરફ દૃષ્ટિ કરવી, હોશી. ૩ ; ૧.
અન્ય દેવોની સેવા કરવી, પુન. ૭ ; ૪. યિર્મે. ૫ ; ૧૯.
અન્ય દેવોનું ભય ધરવું, ૨ રાજા. ૧૭ ; ૩૫.
અન્ય દેવોને અર્પણ ચઢાવવું, નિર્ગ. ૨૨ ; ૨૦.
સત્ય દેવની પ્રતિમા બનાવી ભજન કરવું, નિર્ગ. ૩૨ ; ૪–૬. સરખા. ગીત. ૧૦૬ ; ૧૯, ૨૦.
દૂતોનું ભજન કરવું, કલો. ૨ ; ૧૮.
આકાશના સૈન્યનું ભજન કરવું, પુન. ૪ ; ૧૯ : ૧૭ ; ૩.
ભૂતોની સેવા કરવી, માત્થી ૪ ; ૯, ૧૦. પ્રક. ૯ ; ૨૦.
મરેલાંનું ભજન કરવું, ગીત. ૧૦૬ ; ૨૮.
હૃદયમાં મૂર્તિઓ ઉભી કરવી, હઝ. ૧૪ ; ૩, ૪.
લોભ રાખવો, એફે. ૫ ; ૫. કલો. ૩ ; ૫.
પેટને દેવ બનાવવો, ફીલી. ૩ ; ૧૯.
દેવના મહિમાને સાકાર બનાવવો, રૂમી. ૧ ; ૨૩. સરખા. પ્રક. ૧૭ ; ૨૯.
દેવના સત્યને અસત્યમાં ફેરવી નાખવું, રૂમી. ૧ ; ૨૫. સરખાવો યશા. ૪૪ ; ૨૦.
તે દેહનું કામ છે, ગલા. ૫ ; ૧૯, ૨૦.
દેવની સેવા વિરૂદ્ધ છે, ઉત્પ. ૩૫ ; ૨, ૩. યહો. ૨૪ ; ૨૩. ૧ શમૂ. ૭ ; ૩. ૧ રાજા. ૧૮ ; ૨૧. ૨ કરીં. ૬ ; ૧૫, ૧૬.
તેનું વર્ણન આપેલું છે :—
પ્રભુને અમંગળ લાગે છે, પુન. ૭ ; ૨૫.
પ્રભુ ધિક્કારે છે, પુન. ૧૬ ; ૨૨. યિર્મે. ૪૪ ; ૪.
વ્યર્થતા તથા મૂર્ખપણું છે, ગીત. ૧૧૫ ; ૪–૮. યશા. ૪૪ ; ૧૯. યિર્મે. ૧૦ ; ૩.
રક્તપાત કરાવનારી, હઝ. ૨૩ ; ૩૯.
અમંગળ છે, ૧ પીત. ૪ ; ૩.
નિરૂપયોગી છે, ન્યા. ૧૦ ; ૧૪. યશા. ૪૬ ; ૭.
નિર્બુદ્ધ છે, પ્રેરિ. ૧૭ ; ૨૯. રૂમી. ૧ ; ૨૧–૨૩.
વટાળનાર છે, હઝ. ૨૦ ; ૭ : ૩૬ ; ૧૮.
કરનારાઓ :—
પ્રભુને વિસરનારા છે, પુન. ૮ ; ૧૯. યિર્મે. ૧૮ ; ૧૫.

મરણ સુધી શિક્ષા ખમતાં તેને નકારવું, દાની. ૩ ; ૧૮.

પ્રભુ પોતાના લોકોને તેથી સંભાળે છે, ૧ રાજા. ૧૯; ૧૮. સરખાવો રૂમી. ૧૧ ; ૪.

ભક્તો તેમ કરવાની ના પાડે છે, પ્રેરિ. ૧૦ ; ૨૫, ૨૬ : ૧૪ ; ૧૧-૧૫.

દૂતો તેમ કરવાની ના પાડે છે, પ્રક. ૨૨ ; ૮, ૯.

તેઓના નાશ સંબંધી વચન છે, હઝ. ૩૬ ; ૨૫. ઝખા. ૧૩ ; ૨.

તેની સાથે સંબંધમાં આવેલી તમામ બાબતોનો નાશ કરવો, નિર્ગ. ૩૪ ; ૧૩. પુન. ૭ ; ૫. ૨ શમૂ. ૫ ; ૨૧. ૨ રાજા. ૨૩ ; ૧૪.

તે વિરૂદ્ધ ઉચ્ચારવામાં આવલાં અફસોસવચન, હબા. ૨ ; ૧૯.

તે સંબંધીનાં શાપિત વચન, પુન. ૨૭ ; ૧૫.

તે સંબંધીની શિક્ષા :—

મરણની સજા, પુન. ૧૭ ; ૨–૫.

મરણ સુધીનું આવી પડનાર વિઘ્ન, યિર્મે. ૮ ; ૨ : ૧૬ ; ૧–૧૧.

દેશનિકાલની સજા, યિર્મે. ૮ ; ૩. હોશી. ૮ : ૫-૮. આમો. ૫ ; ૨૬, ૨૭.

આકાશની બહાર, ૧ કરીં. ૬ ; ૯, ૧૦. એફે. ૫ ; ૫. પ્રક. ૨૨ ; ૧૫.

અનંત પીડા, પ્રક. ૧૪ ; ૯-૧૧ : ૨૧ ; ૮.

કરનારનાં ઉદાહરણ—ઇસ્રાએલ, નિર્ગ. ૩૨ ; ૧. ૨ રાજા. ૧૭ ; ૧૨. પલિસ્તીઓ, ન્યા. ૧૬ ; ૨૩. મીખાહ, ન્યા. ૧૭ ; ૪, ૫. યરોબઆમ, ૧ રાજા. ૧૨ ; ૨૮. માઅખાહ, ૧ રાજા. ૧૫ ; ૧૩. આહાબ, ૧ રાજા. ૧૬ ; ૩૧. ઇઝેબેલ, ૧ રાજા. ૧૮ ; ૧૯. સાન્હેરીબ, ૨ રાજા. ૧૯ ; ૩૭. મનાશ્શેહ, ૨ રાજા. ૨૧ ; ૪-૭. આમોન, ૨ રાજા. ૨૧ ; ૨૧. આહાઝ, ૨ કાળ. ૨૮ ; ૩. યહુદાહ, યિર્મે. ૧૧ ; ૩. નબૂખાદનેસ્સાર, દાની. ૩ ; ૧. બેલશાસ્સાર, દાની. ૫ ; ૨૩. લુસ્ત્રાના રહેવાસીઓ, પ્રેરિ. ૧૪ ; ૧૧, ૧૨. આથેન્સના લોકો, પ્રેરિ. ૧૭ ; ૧૬. એફેસસવાસીઓ, પ્રેરિ. ૧૯ ; ૨૮.

તેની વિરૂદ્ધ થનારના દાખલા—આસા, ૧ રાજા. ૧૫ ; ૧૨. યોશીયાહ, ૨ રાજા. ૨૩ ; ૫. યહોશાફાટ, ૨ કાળ. ૧૭ ; ૬. ઇસ્રાએલ, ૨ કાળ. ૩૧ ; ૧. મનાશ્શેહ, ૨ કાળ. ૩૩ ; ૧૫.

મુસાના નિયમશાસ્ત્ર પ્રમાણે કોઇ પણ પ્રતિમા બનાવવી નહિ, નિર્ગ. ૨૦ ; ૪, ૫.

સર્વ વિદેશીઓ તેને માનનારા છે, ગીત. ૯૬ ; ૫. રૂમી. ૧ ; ૨૩, ૨૫. ૧ કરીં. ૧૨ ; ૨.

વિદેશીઓ ધારે છે કે, તેઓના દેવો મનુષ્યરૂપમાં પૃથ્વીપર ઉતરી આવે છે, પ્રેરિ. ૧૪ ; ૧૧.

વિદેશીઓ એમ માને છે કે, તેઓના દેવો અમુક અસર કરી શકે છે, ૧ રાજા. ૨૦ ; ૨૩. ૨ રાજા. ૧૭ ; ૨૬.

તેમાં મનાતી વસ્તુઓ :—

આકાશનાં સૈન્ય, ૨ રાજા. ૨૩ ; ૫. પ્રેરિ. ૭ ; ૪૨.

દૂતો, કલો. ૨ ; ૧૮.

જુદા થએલા આત્માઓ, ૧ શમૂ. ૧૮ ; ૧૪, ૧૫.

જગત પરનાં ચોપશુઓ, રૂમી. ૧ ; ૨૩.

પ્રતિમાઓ, પુન. ૨૯ ; ૧૭. ગીત. ૧૧૫ ; ૪. યશા. ૪૪ ; ૧૭.

તેને માટે મંદિરો બાંધતા, હોશી. ૮ ; ૧૪.

તેને માટે વેદીઓ બાંધતા, ૧ રાજા. ૧૮ ; ૨૬. હોશી ૮ ; ૧૧.

નૈવેદો ચઢાવતા, ૨ રાજા. ૧૦ ; ૨૦. ૧ કરીં. ૧૦ ; ૨૭, ૨૮.

તેઓની પૂજા કરતામાં :—

યજ્ઞ ચઢાવતા, ગણ. ૨૨ ; ૪૦. ૨ રાજા. ૧૦ ; ૨૪.

અર્પણો કરતા, યશા. ૫૭ ; ૬. યિર્મે. ૧૯ ; ૧૩.

ધૂપ બાળતા, યિર્મે. ૪૮ ; ૩૫.

વિનંતીઓ કરતા, ૧ રાજા. ૧૮ ; ૨૬. યશા. ૪૪ ; ૧૭.

ગાન તથા નૃત્ય કરાતાં, નિર્ગ. ૩૨ ; ૧૮, ૧૯. ૧ રાજા. ૧૮ ; ૨૬. ૧ કરીં. ૧૦ ; ૭.

નમસ્કાર કરતા, ૧ રાજા. ૧૯ ; ૧૮. ૨ રાજા. ૫ ; ૧૮.

ચુંબન દેતા, ૧ રાજા. ૧૯ ; ૧૮. હોશી. ૧૩ ; ૨.

ઇત્યo રંગનો સોનાથી મઢેલા બાવળનાં ચાર પાટીયાં પર ટાંગેલો રહેતો હતો, નિર્ગ. ૨૬; ૩૧-૩૩ : ૩૬; ૩૫, ૩૬ : ૪૦ ; ૨૧.

તેના વિભાગ :—

પવિત્રસ્થાન, નિર્ગ. ૨૬; ૩૩. હેબ્રી. ૯; ૨-૬.

પરમપવિત્રસ્થાન, નિર્ગ. ૨૬ ; ૩૪. હેબ્રી. ૯ ; ૩-૭.

ચોતરફ આંગણું હતું, નિર્ગ. ૪૦ ; ૮.

પવિત્રસ્થાનમાં :—

અર્પિત રોટલી મૂકવાની મેજ, સોનાનું દીપવૃક્ષ તથા સોનાની ધૂપવેદી હતાં, નિર્ગ. ૨૬; ૩૫ : ૪૦ ; ૨૨, ૨૪, ૨૬. હેબ્રી. ૯ ; ૨.

પરમપવિત્રસ્થાનમાં :—

સાક્ષ્યકોષ, તથા તે પર દયાસન હતાં, નિર્ગ. ૨૬ ; ૩૩, ૩૪ : ૪૦ ; ૨૦ ; ૨૧. હેબ્રી. ૯ ; ૪.

તેનું આંગણું :—

સો હાથ લાંબુ તથા પચાસ હાથ પહોળું હતું, નિર્ગ. ૨૭ ; ૧૮.

ઝીણા કાંતેલા સણનું, પિત્તળની થાંભલીઓ ઉપર હતું, નિર્ગ. ૨૭; ૯-૧૫ : ૩૮; ૯-૧૬.

આંગણાના ઝાંપાનો ઝીણા નીલ, જાંબુઆ રંગનો પડદો વીસ હાથ લાંબો હતો, નિર્ગ. ૨૭; ૧૬ : ૩૮ ; ૧૮.

તેમાં પિત્તળની વેદી તથા પિત્તળનો હોજ હતાં, નિર્ગ. ૪૦ ; ૨૯, ૩૦.

તેના થાંભલા રૂપાથી મઢેલા હતા, નિર્ગ. ૨૭; ૧૭ : ૩૮ ; ૧૭.

તેનાં સર્વ વાસણો પિત્તળનાં હતાં, નિર્ગ. ૨૭ ; ૧૯.

નિર્ગમનના બીજા વરસના પહેલા માસને પહેલે દિવસે મંડપ ઉભો કરવાનું કામ પુરૂં થયું, નિર્ગ. ૪૦ ; ૨. ૧૭.

ઉભો કરવામાં આવ્યો :—

સિનાય પહાડ આગળ મુસાથી, નિર્ગ. ૪૦ : ૧૮, ૧૯. સરખા. ગણ. ૧૦ ; ૧૧, ૧૨.

ગિલગાલમાં, યહો. ૫ ; ૧૦, ૧૧.

શાલોહમાં, યહો. ૧૮ ; ૧ : ૧૯ ; ૫૧.

નોબમાં, ૧ શમૂ. ૨૧ ; ૧-૬.

ગિબઓનમાં છેવટે, ૧ કાળ. ૧૬ ; ૩૯ : ૨૧ ; ૨૯.

અભિષિક્તના તેલથી પાવન કરવામાં આવ્યો, નિર્ગ. ૪૦ ; ૯. લેવી. ૮ ; ૧૦. ગણ. ૭ ; ૧.

લોહી છાંટીને પાવન કરવામાં આવ્યો, હેબ્રી. ૯ ; ૨૧.

યહોવાહના ગૌરવથી ભરાયો, નિર્ગ. ૨૯ ; ૪૩ : ૪૦ ; ૩૪. ગણ. ૯ ; ૧૫.

દયાસન પર યહોવાહનાં દર્શન થતાં, નિર્ગ. ૨૫ ; ૨૨. લેવી. ૧૬ ; ૨. ગણ. ૭ ; ૮, ૯.

અરણ્યમાં નિરંતર મેઘાનું આચ્છાદન રહેતું, નિર્ગ. ૪૦ ; ૩૮. ગણ. ૯ ; ૧૫, ૧૬.

મેઘના ચાલવા ઉપર કુચ કરવામાં આવતી, નિર્ગ. ૪૦ ; ૩૬, ૩૭.

યાજકો :—

એકલા તેઓ માંહે જઇ શકતા, ગણ. ૧૮ ; ૩, ૫.

તેમાં સેવાકાર્ય કરતા હતા, ગણ. ૩ ; ૧૦ : ૧૮ ; ૧, ૨. હેબ્રી. ૯ ; ૬.

તેમાં સેવા કરનારા હતા, હેબ્રી. ૮ ; ૨.

લેવીઓ :—

તેના પર ઠરાવેલા હતા જે મુસાફરીમાં ઉંચકી લેતા, ગણ. ૧ ; ૫૦ : ૮ ; ૨૪ : ૧૮ ; ૨-૪.

ઉતરતા પ્રકારની સેવા બજાવતા હતા, ગણ. ૩ ; ૬-૮.

મંડપ પાડતા તથા ઉભો કરતા, ગણ. ૧ ; ૫૧.

ઉંચકીને ચાલતા, ગણ. ૪ ; ૧૫, ૨૫, ૩૧.

તેની આસપાસ છાવણી નાખતા, ગણ. ૧ ; ૫૩ : ૩ ; ૨૩, ૨૯, ૩૫.

પ્રથમ ઉભો કરવામાં આવ્યો તે વખતે રાજીખુશીનાં અર્પણો ચઢાવવામાં આવ્યાં, ગણ. ૭ ; ૧-૯.

પ્રતિષ્ઠા વખતે વેદી પર રાજીખુશીનાં અર્પણો ચઢાવવામાં આવ્યાં, ગણ. ૭ ; ૧૦-૮૭.

સર્વ અર્પણો તેની પાસે કરવામાં આવ્યાં, લેવી. ૧૭ ; ૪. પુન. ૧૨ ; ૫, ૬, ૧૧, ૧૩, ૧૪.

અશુદ્ધ કરનારને શાસન, લેવી. ૧૫ ; ૩૧. ગણ. ૧૯ ; ૧૩.

યહુદીઓનું રાજ્ય સ્થાપિત થયા પછી કાયમને માટે ઘર બાંધવામાં આવ્યું, ૨ શમૂ. ૭; ૫-૧૩.

લાક્ષણિક રીતે :—

ખ્રીસ્તને, યશા. ૪; ૬. યોહા. ૧; ૧૪. હેબ્રી. ૯; ૮, ૯, ૧૧.

મંડળીને, ગીત. ૧૫; ૧. યશા. ૧૬; ૫: ૫૪; ૨. હેબ્રી. ૮; ૨. પ્રક. ૨૧; ૨, ૩.

શરીરને. ૨ કરીં. ૫; ૧. ૨ પીત. ૧; ૧૩.

(પરમપવિત્રસ્થાન) આકાશને, હેબ્રી. ૬; ૧૯, ૨૦: ૯; ૧૨, ૨૪: ૧૦; ૧૯.

(પડદો) ખ્રીસ્તના શરીરને, હેબ્રી. ૧૦; ૨૦.

(પડદો) મુસાની વ્યવસ્થાના જમાનાને, હેબ્રી. ૯; ૮, ૧૦. સરખાવો રૂમી. ૧૬; ૨૫, ૨૬. પ્રક. ૧૧; ૧૯.

**મંદવાડ**—ઇશ્વરથી મોકલાય છે, પુન. ૨૮; ૫૯-૬૧: ૩૨; ૩૯. ૨ શમૂ. ૧૨; ૧૫. પ્રેરિ. ૧૨; ૨૩.

કેટલીક વાર શેતાનને તે થકી દુઃખ આપવાની પરવાનગી મળે છે, અયૂ. ૨; ૬, ૭. લુક ૯; ૩૯: ૧૩; ૧૬.

અતિશય મદ્યપાનથી આવે છે, હોશી. ૭; ૫.

ઘણી વાર પાપની સજા દાખલ મોકલાય છે, લેવી. ૨૬; ૧૪-૧૬. ૨ કાળ. ૨૧; ૧૨-૧૫. ૧ કરીં. ૧૧; ૩૦.

ગુન્હેગાર દેશને માટે ઇશ્વરથી ઠરાવેલાં ચાર સખત શાસનોમાંનું એક, હઝ. ૧૪; ૧૯-૨૧.

ઇશ્વર :—

સાજા કરવાનું વચન આપે છે, નિર્ગ. ૨૩; ૨૫. ૨ રાજા. ૨૦; ૫.

સાજા કરે છે, પુન. ૩૨; ૩૯. ગીત. ૧૦૩; ૩, ૫. યશા. ૩૮; ૫, ૯.

સાજાપણું આપવામાં પોતાની દયા દર્શાવે છે, ફીલી. ૨; ૨૭.

સાજાપણું આપવામાં પોતાનું પરાક્રમ દર્શાવે છે, લુક ૫; ૧૭.

સાજાપણું આપવામાં પોતાનો પ્રેમ દર્શાવે છે યશા. ૩૮; ૧૭.

તે દરમ્યાન પોતાની તારક કૃપા પાપીઓ પ્રત્યે દર્શાવે છે, અયૂ. ૩૩; ૧૯-૨૪. ગીત. ૧૦૭; ૧૭, ૨૧.

તે થકી ભક્તોની પરીક્ષા કરવાની છુટ આપે છે, અયૂ. ૨; ૫, ૬.

તેવા પ્રસંગમાં ભક્તોને બળવાન કરે છે, ગીત. ૪૧; ૩.

તેવા પ્રસંગમાં દિલાસો પમાડે છે, ગીત. ૪૧; ૩.

તેમાં પડેલાની પ્રાર્થના ઇશ્વર સાંભળે છે, ગીત. ૩૦; ૨: ૧૦૭; ૧૮-૨૦.

તેવા પ્રસંગમાં ભક્તોને સંભાળી રાખે છે, ગીત. ૯૧; ૩, ૪.

દુષ્ટો પર ઘણા મોકલે છે, યિર્મે. ૩૪; ૧૭.

તેની મારફતે દુષ્ટોની સતાવણી કરે છે, યિર્મે. ૨૯; ૧૮.

સાબ્બાથ દિને સાજું કરવું ઉચિત છે, લુક ૧૩; ૧૪-૧૬.

તે થકી પીડાતાંઓ પર ઇસુને દયા આવી, યશા. ૫૩; ૪. સરખાવો માત્થી ૮; ૧૬, ૧૭.

ખ્રીસ્તે સાજા કર્યા :—

જાતે હાજર થઇને, માર્ક ૧; ૩૧. માત્થી ૪; ૨૩.

ગેરહાજર છતાં, માત્થી ૮; ૧૩.

હાથ લગાડવાથી, માર્ક ૬; ૫. લુક ૧૩; ૧૩.

અડકીને, માત્થી ૮; ૩.

ઇસુના વસ્ત્રની કોરને અડકવાથી, માત્થી ૧૪; ૩૫, ૩૬. માર્ક ૫; ૨૭-૩૪.

શબ્દથી, માત્થી ૮; ૮, ૧૩.

ખ્રીસ્તથી જે જે સાજા કરાયા, તેઓમાં વિશ્વાસની અગત્ય હતી, માત્થી ૯; ૨૮, ૨૯. માર્ક ૫; ૩૪: ૧૦; ૫૨.

ઘણા રોગ એવા છે કે જે માણસને માટે અસાધ્ય છે, પુન. ૨૮; ૨૭. ૨ કાળ. ૨૧; ૧૮.

શિષ્યોને સાજા કરવાનું પરાક્રમ અપાયું, માત્થી ૧૦; ૧. માર્ક ૧૬; ૧૮, ૨૦.

સાજા કરવાનું પરાક્રમ પુરાતન મંડળીને ખાસ દાન તરીકે આપવામાં આવ્યું હતું, ૧ કરીં. ૧૨; ૯, ૩૦. યાકૂ. ૫; ૧૪, ૧૫.

ભક્તો :—

જાણે છે કે ઇશ્વર તરફથી આવે છે, ગીત. ૩૧; ૧-૮. યશા. ૩૮; ૧૨, ૧૫.

તેવા પ્રસંગમાં ઇશ્વરેચ્છાને આધીન થાય છે, અયૂ. ૨ ; ૧૦.
પ્રાર્થના સહિત વિલાપ કરે છે, યશા. ૩૮; ૧૪.
તેથી સાજાપણું પામવાને પ્રાર્થના કરે છે, યશા. ૩૮; ૨, ૩.
ઇશ્વરથી સાજાપણું પામવાનો ઉપાય પામે છે, યશા. ૩૮ ; ૨૦.
સાજાપણું પામ્યાને કારણે દેવની ઉપકારસ્તુતિ કરે છે, ગીત. ૧૦૩ ; ૧-૩. યશા. ૩૮ ; ૧૯. લુક ૧૭ ; ૧૫.
સાજાપણું પામ્યાને કારણે જાહેરાંતમાં પ્રભુનો આભાર માને છે, યશા. ૩૮ ; ૨૦. પ્રેરિ. ૩ ; ૮.
બીજાઓના તે કારણે દુ:ખી થાય છે, યશા. ૩૫ ; ૧૩.
દુ:ખમાં પડેલાની મુલાકાત લે છે, માત્થી ૨૫ ; ૩૬.
બીજાઓની મુલાકાત લેવામાં ખ્રીસ્તના છીએ, એવી સાબિતી આપે છે, માત્થી ૨૫ ; ૩૪, ૩૬, ૪૦.
એથી પીડાતાઓને માટે પ્રાર્થના કરવી, પ્રેરિ. ૨૮; ૮. યાકૂ. ૫ ; ૧૪, ૧૫.
એવા પ્રસંગમાં ઇશ્વરની મદદ શોધવી જોઇએ, ૨ કાળ. ૧૬ ; ૧૨.
દુષ્ટો :—
તેઓ પર ઘણાં સંકટો આવી પડે છે, સભા. ૫ ; ૧૭.
તેમાં પીડાતાઓને તજી દે છે, ૧ શમૂ. ૩૦ ; ૧૩.
તેથી પીડાતાની મુલાકાતે જતા નથી, માત્થી ૨૫; ૪૩.
તેઓની મુલાકાત નહિ લેવામાં ખ્રીસ્તના નથી એવો પુરાવો મળે છે, માત્થી ૨૫ ; ૪૩, ૪૫.
પાપની લાક્ષણિક ઉપમા છે, લેવી. ૧૩ ; ૪૫, ૪૬. યશા. ૧ ; ૫. યિર્મે. ૮ ; ૨૨. માત્થી ૯ ; ૧૨.

**મંદિર**—પહેલું-મોરીયાહ પર્વત પર યબૂસી ઓર્નાનની ખળી પર બાંધ્યું હતું, ૧ કાળ. ૨૧ ; ૨૮-૩૦. સરખા. ૧ કાળ. ૨૨ ; ૧. ૨ કાળ. ૩ ; ૧.

દાઉદ :—
તેને બાંધવાની મના, ૨ શમૂ. ૭ ; ૨. ૧ કાળ. ૨૨ ; ૭ : ૨૯ ; ૩. ગીત. ૧૩૨ ; ૨-૫.
યુદ્ધ કરનાર પુરૂષ હોવાથી બાંધવાની મના કરવામાં આવી, ૨ શમૂ. ૭ ; ૫-૯. સરખા. ૧ રાજા. ૫ ; ૩. ૧ કાળ. ૨૨ ; ૮.
ભવિષ્યવાદીથી ખબર અપાઇ કે સુલેમાન બાંધશે, ૨ શમૂ. ૭ ; ૧૨, ૧૩. ૧ કાળ. ૧૭ ; ૧૨.
બાંધવાને માટે સામગ્રી તૈયાર કરી, ૧ કાળ. ૨૨ ; ૨-૫ : ૨૯ ; ૨-૫.
સુલેમાનને બાંધવાનું ફરમાવ્યું, ૧ કાળ. ૨૨ ; ૬, ૭, ૧૧.
તે બાંધવા માટે સુલેમાનને જ્ઞાન મળે એવી પ્રાર્થના કરી, ૧ કાળ. ૨૯ ; ૧૯.
બાંધકામમાં સરદારો મદદ આપે માટે તેમને હુકમ આપ્યો, ૧ કાળ. ૨૨ ; ૧૭-૧૯.
તે બાંધવા માટે લોકો તરફથી ઉદારદાન અપાયાં, ૧ કાળ. ૨૯ ; ૬-૯.
સુલેમાન :—
બાંધવાનો ઇરાદો કર્યો, ૨ કાળ. ૨ ; ૧.
તેનું ખાસ માપ કાઢયું, ૨ કાળ. ૩ ; ૩.
તેની સામગ્રીની તૈયારી માટે સર્વે પરદેશીઓને કામે લગાડયા, ૨ કાળ. ૨ ; ૨, ૧૭, ૧૮. સરખા. ૧ રાજા. ૫ ; ૧૫.
આ કામને માટે હુશીઆર કારીગરોની હીરામ પાસે માગણી કરી, ૨ કાળ. ૨ ; ૭, ૧૩, ૧૪.
લાકડાં, પત્થર તથા મજુરોનો બંદોબસ્ત હીરામ સાથે કર્યો, ૧ રાજા. ૫; ૬-૧૨. ૨ કાળ. ૨ ; ૮-૧૦.
પોતાના રાજ્યના ચોથા વરસના બીજા માસની બીજી તારીખથી શરૂઆત કરી, ૧ રાજા. ૬ ; ૧, ૩૭. ૨ કાળ. ૩ ; ૨.
કોઇ પણ પ્રકારના હથિયારનો અવાજ બાંધકામ આગળ થયો નહિ, ૧ રાજા. ૬ ; ૭.
તેના વિભાગ :—
મોટું ઘર અગર પવિત્રસ્થાન, ૨ કાળ. ૩ ; ૫.
દેવવાણીસ્થાન અગર પરમપવિત્રસ્થાન, ૧ રાજા. ૬ ; ૧૯.

આંગણું, ૨ કાળ. ૩ ; ૪.
ચોતરફ ત્રણ માળની કોટડીઓ બનાવી, જેનું દ્વાર જમણી તરફ હતું, ૧ રાજા. ૬ ; ૫, ૬, ૮, ૧૦.
ચોતરફ આંગણું બનાવ્યું, ૧ રાજા. ૬ ; ૩૬. ૨ કાળ. ૪ ; ૯.
લંબાઇ ૬૦ હાથ, પહોળાઇ ૨૦ હાથ, ઉંચાઇ ૩૦ હાથ હતી, ૧ રાજા. ૬; ૨. ૨ કાળ. ૩; ૩.
અજવાળાને માટે સાંકડી બારીઓ કરી, ૧ રાજા. ૬ ; ૪.
એરેજવૃક્ષના ભારોટીઆ તથા પાટીઆંનું છપર બનાવ્યું, ૧ રાજા. ૬ ; ૯.
મોટું ઘર :—
ચાળીશ હાથ લાંબું હતું, ૨ રાજા. ૬ ; ૧૭.
દેવદારનાં લાકડાંનાં કમાડ સોને મઢેલાં હતાં, ૧ રાજા. ૬ ; ૩૪, ૩૫.
મંદિરના દ્વારને સારૂ જૈતકાષ્ટની બારસાખો સોનાથી મઢેલી હતી, ૧ રાજા. ૬ ; ૩૩. ૨ કાળ. ૩ ; ૭.
દેવવાણીસ્થાન :—
વીસ હાથ લાંબું તથા તેટલું પહોળું હતું, ૧ રાજા. ૬ ; ૧, ૬, ૨૦.
જૈતકાષ્ટના બે કરૂબો સોનાથી મઢેલા હતા, ૧ રાજા. ૬; ૨૩-૨૮. ૨ કાળ. ૩ ; ૧૧-૧૩.
પરમપવિત્રસ્થાન તથા પવિત્રસ્થાનની સોનાની સાંકળીનો આડો આંતરો બનાવ્યો, ૧ રાજા. ૬ ; ૨૧.
જૈતવૃક્ષની બારશાખો તથા કમાડ સોનાથી મઢેલાં હતાં, ૧ રાજા. ૬ ; ૩૧, ૩૨.
એક પડદો આંગણાની આગળ રાખ્યો ૨ કાળ. ૩ ; ૨૪.
દિવાલો તથા તળીઉં, એરેજકાષ્ટ તથા દેવદારનાં પાટીઆંથી જડેલું હતું, ૧ રાજા. ૬ ; ૧૫.
એરેજકાષ્ટ પર કળીઓ તથા ફુલ કોતરેલાં હતાં, ૧ રાજા. ૬ ; ૧૮.
દેવદારના લાકડાનું છત સોનાથી મઢેલું હતું, ૨ કાળ. ૩ ; ૫.
માંહે તથા બહાર તમામ સોનાથી મઢેલું હતું, ૧ રાજા. ૬ ; ૨૧, ૨૨. ૨ કાળ. ૩ ; ૭.
શોભાને માટે મૂલ્યવાન પાષાણો જડયા હતા, ૨ કાળ. ૩ ; ૬.
પરશાળ—
વીસ હાથ લંબાઇ તથા દશ હાથની પહોળાઇ હતી, ૧ રાજા. ૬ ; ૩.
ઉંચાઇ ૧૨૦ હાથની હતી, ૨ કાળ. ૩ ; ૪.
બે થાંભલા બનાવ્યા તેમનું વર્ણન, ૧ રાજા. ૭ ; ૧૫-૨૨. ૨ કાળ. ૩ ; ૧૫, ૧૭.
તેનું માહાત્મ્ય, ૨ કાળ. ૨ ; ૫, ૯.
તેને બાંધતાં સાત વરસ લાગ્યાં, ૧ રાજા. ૬ ; ૩૮.
સુલેમાનના રાજ્યના અગીઆરમા વરસના આઠમા માસમાં પૂરૂં થયું, ૧ રાજા. ૬ ; ૩૮.
કહેવાતું :—
યહોવાહનું ઘર, ૨ કાળ. ૨૩ ; ૫, ૧૨.
યહોવાહના ઘરનો પર્વત, યશા. ૨ ; ૨.
યાકૂબના દેવનું ઘર, યશા. ૨ ; ૨.
સિયોન, ગીત. ૮૪ ; ૧ ૭.
સિયોન પર્વત, ગીત. ૭૪ ; ૨.
યજ્ઞના ઘરને સારૂ પસંદ કરાયું, ૨ કાળ. ૭ ; ૧૨.
પ્રાર્થનાનું ઘર, યશા. ૫૬ ; ૭. સરખા. માત્થી ૨૧ ; ૧૩.
તેમાં રહેવાનું વચન ઇશ્વરે આપ્યું, ૧ રાજા. ૬ ; ૧૨, ૧૩.
અર્પણ કરેલી વસ્તુઓ અંદર મૂકવામાં આવી, ૨ કાળ. ૫ ; ૧.
પ્રભુનો કોશ ભારે દબદબાસહિત તેમાં આણ્યો, ૧ રાજા. ૮ ; ૧-૯. ૨ કાળ. ૫; ૨-૧૦.
ગૌરવના મેઘથી ભરાઇ ગયું, ૧ રાજા. ૮ ; ૧૦, ૧૧. ૨ કાળ. ૫ ; ૧૩ : ૭ ; ૨.
સુલેમાનથી ગંભીર રીતિએ પ્રભુને અર્પણ કરવામાં આવ્યું, ૧ રાજા. ૮; ૧૨-૬૬. ૨ કાળ. ૬.
પ્રતિષ્ઠા સમયે આકાશથી અગ્નિ ઉતર્યો, ૨ કાળ. ૭ ; ૩.
હાથે બાંધેલું મંદિર હતું, પ્રેરિ. ૭ ; ૪૭, ૪૮.
તેના સંપૂર્ણ વિનાશનું ભવિષ્ય કહેવમાં આવ્યું, યિર્મે. ૨૬ ; ૧૮. સરખા. મીખા. ૩ ; ૧૨.
તેના સંબંધમાંની ઐતિહાસિક નોંધ :—
મિસરના રાજા શીશાકે લુંટી લીધું, ૧ રાજા.

૪; ૨૫, ૨૬. ૨ કાળ. ૧૨ ૯.
યહોયાદાની મદદથી યોઆશે સમાર્યું, ૨ રાજા. ૧૨; ૪-૧૪. ૨ કાળ. ૨૪; ૪-૧૩.
યહોઆશે અરામના રાજા હઝાએલને તેના ભંડારમાંથી ખંડણી આપી, ૨ રાજા. ૧૨; ૧૭, ૧૮.
આહાઝે અશુદ્ધ કર્યું, ને તેનો ખજાનો આશ્શૂરના રાજાને આપ્યો, ૨ રાજા. ૧૬; ૧૪-૧૮. ૨ કાળ. ૨૮; ૨૦, ૨૧.
હિઝકીયાહથી મરામત કરાઇ, તેનું શુદ્ધિકરણ કર્યું, તથા પ્રભુભક્તિ ચાલુ કરી, ૨ કાળ. ૨૯; ૩-૩૫.
હિઝકીયાહ રાજાએ ખંડણી દાખલ તેમાંનું સર્વ દ્રવ્ય આશ્શૂરના રાજાને આપ્યું, ૨ રાજા. ૧૮; ૧૩-૧૬.
મનાશ્શેહ રાજાએ મૂર્તિપૂજાનું સ્થળ બનાવી ભ્રષ્ટ કર્યું, ૨ રાજા. ૨૧; ૪-૭. ૨ કાળ. ૩૩; ૪, ૫, ૭.
પોતાના રાજાના ૧૮મા વરસે યોશીયાહ રાજાએ તેને સમાર્યું, ૨ રાજા. ૨૨; ૩-૭. ૨ કાળ. ૩૪; ૮-૧૩.
યોશીયાહે એ શુદ્ધિકરણ કરાવ્યું, ૨ રાજા. ૨૩; ૪-૭, ૧૧, ૧૨.
બાબેલવાસીઓએ લુંટીને બાળી નાખ્યું, ૨ રાજા. ૨૫; ૯, ૧૩-૧૭. ૨ કાળ. ૩૬; ૧૮, ૧૯.

લાક્ષણિક રીતે :—
ખ્રીસ્તને, યોહા. ૨; ૧૯, ૨૧.
આત્મિક મંડળીને, ૧ કરીં. ૩; ૧૬. ૨ કરીં. ૬; ૧૬. એફે. ૨; ૨૦-૨૨.
ભક્તોનાં શરીરને, ૧ કરીં. ૬; ૧૯.

**મંદિર, બીજું**—પ્રથમ મંદિરના સ્થળ ઉપર બાંધવામાં આવ્યું, એઝ. ૩; ૬ ઇત્યા૦.

કોરેશ :—
તે બંધાવશે, એવું ભવિષ્યવચન, યશા. ૪૪; ૨૮.
પોતાના રાજ્યના પહેલે વરસે બાંધવાનો હુકમ આપ્યો, એઝ. ૧; ૧. ૨ : ૬; ૩.
યહુદીઓને તાકીદ આપી કે યરૂશાલેમમાં જઇને બાંધો, એઝ. ૧; ૩.
બાંધકામને માટે સરસામાન પૂરો પાડયો, એઝ. ૬; ૪.
બાબેલમાં રહેનાર સર્વને હુકમ આપ્યો કે આ બાંધકામને માટે અચ્છીકાર્પણ આપે, એઝ. ૧; ૪.
પ્રથમનાં મંદિરનાં વાસણો પાછાં આપ્યાં, એઝ. ૧; ૭-૧૧ : ૬; ૫,

પાયો નાખ્યા અગાઉ ઇશ્વરભક્તિનો સમારંભ કરવામાં આવ્યો, એઝ. ૩; ૧-૬.
સુર તથા સીદોનવાસીઓ તરફથી બાંધકામની સર્વ સામગ્રી તૈયાર પૂરી પાડવામાં આવી, ૩; ૭.
બંદીપ્રવાસમાંથી પાછા આવ્યા પછી બીજા વરસના બીજા માસમાં પાયો નાખ્યો, એઝ. ૩; ૮.
પાયો નાખતી વખતે પ્રતિષ્ઠા કરવામાં આવી, એઝ. ૩; ૯-૧૧.
તેનું ક્ષેત્રફળ, એઝ. ૬; ૩, ૪.
જેઓએ પ્રથમ મંદિર જોયું હતું તેઓની દિલગીરી, એઝ. ૩; ૧૨. હાગા. ૨; ૩.
પ્રથમ મંદિર નહિ જોનારાનો હર્ષનાદ, એઝ. ૩; ૧૩.

સમરૂની ઇત્યા. :—
આ કામમાં બાંધવાની મદદ આપવા કહ્યું, એઝ. ૪; ૧, ૨.
યહુદીઓએ તેઓની મદદ લેવા ના પાડી, એઝ. ૪; ૩.
બાંધવામાં યહુદીઓના હાથ ઢીલા પાડયા, એઝ. ૪; ૪, ૫.
બાંધકામ અટકાવવા માટે આર્તાર્જકસીસ સ્મેર્દીસ ઉપર લખાણ કર્યું, એઝ. ૪; ૬-૧૬.
બાંધકામ પંદર વરસ સુધી અટક્યું, એઝ. ૪; ૨૪.

નહિ બાંધવાને કારણે યહુદીઓને ઠપકો મળ્યો, હાગા. ૧; ૧-૫.
બાંધકામ નહિ કરવાને કારણે યહુદીઓને શિક્ષા મળી, હાગા. ૧; ૧-૬, ૯-૧૧ : ૨; ૧૫, ૧૭. ઝખા. ૮; ૧૦.
આ બાંધકામને માટે ઉત્તજન અપાયું, હાગા. ૧; ૮ : ૨; ૧૯. ઝખા. ૮; ૯.

ઝરૂબ્બાબેલ તથા યેશૂઆથી પુનઃ શરૂઆત થઇ, એઝ. ૫ ; ૨.
યહૂદીઓને હિમ્મત આપતાં મંદિરની સમાપ્તિ સંબંધી ઝરૂબ્બાબેલે અગમસૂચના કરી, ઝખા. ૪ ; ૪-૧૦.
તેનો ભવિષ્યનો મહિમા આગળથી કહેવાયો, હાગા. ૨ ; ૭-૯.
તાત્તનાયે દાર્યાવેશને લખી પૂછ્યું કે બાંધવાનો હુકમ રાજાએ આપ્યો છે કે કેમ? એઝ. ૫ ; ૬-૧૭.
કોરેશનો લેખ મળી આવ્યો અને દાર્યાવેશે બાંધવાની સમ્મતિ આપી, એઝ. ૬ ; ૧, ૨, ૬-૧૨.
દાર્યાવેશ રાજાના રાજ્યના છઠ્ઠા વર્ષે આદાર માસની ત્રીજી તારીખે બાંધકામ પૂરૂં થયું. એઝ. ૬ ; ૧૫.
તેની પ્રતિષ્ઠા આનંદ તથા ઉપકારસ્તુતિ સાથે કરવામાં આવી, એઝ. ૬ ; ૧૬-૧૮.
હેરોદ મોટાએ તેની સુંદરતામાં વધારો કરવાને ૪૬ વરસ સુધી મરામત કરી, યોહા. ૨ ; ૨૦.
તેની બાંધણીની સુંદરતાની ખ્યાતિ, યોહા. ૨ ; ૨૦. માર્ક ૧૩ ; ૧. લુક ૨૧ ; ૫.
સુંદર નામના દરવાજાનું વર્ણન છે, પ્રેરિ. ૩ ; ૨.
તેની સાથે સુલેમાનની કહેવાએલી પરસાળ હતી, યોહા. ૧૦ ; ૨૩. પ્રેરિ. ૩ ; ૧૧.
ખ્રીસ્ત :—
તેમાં આવશે એવું ભવિષ્ય, હાગા. ૨ ; ૭. સરખા. માલા. ૩ ; ૧.
તેમાં અર્પણ કરાયો, લુક ૨ ; ૨૨, ૨૭.
તેના બુરૂજ પર ચમત્કારિક રીતે બેઠો, માત્થી ૪ ; ૫. લુક ૪ ; ૯.
વારંવાર તેમાં બોધ આપતો માર્ક ૧૪ ; ૪૯.
તેના સેવાની શરૂઆતમાં શુદ્ધિકરણ કરવામાં આવ્યું, યોહા. ૨ ; ૧૫-૧૭.
તેની સેવાની આખરમાં શુદ્ધિકરણ કરવામાં આવ્યું, માત્થી ૨૧ ; ૧૨, ૧૩.
તેના નાશ સંબંધી ભવિષ્ય કહ્યું, માત્થી ૨૪ ; ૨. માર્ક ૧૩ ; ૨. લુક ૨૧ ; ૬.
તેના મરણ સમયે પડદો ફાટી ગયો, માત્થી ૨૭ ; ૫૧.
યહૂદીઓ તથા વિદેશીઓના આંગણાના તફાવતની સૂચના આપી છે, એફે. ૨ ; ૧૩, ૧૪.
માંહે પ્રવેશ કરવાનો કોઇ પણ વિદેશીને હુકમ ન હતો, પ્રેરિ. ૨૧ ; ૨૭-૩૦.
યહૂદીઓ :—
યાજક માંહે ધૂપ બાળતો ત્યારે બહાર પ્રાર્થના કરતા, લુક ૧ ; ૧૦. વળી જુઓ, લુક ૧૮ ; ૧૦.
તેની વિરૂદ્ધ બોલવામાં દુર્ભાષણ સમજતા, માત્થી ૨૬ ; ૬૧. પ્રેરિ. ૬ ; ૧૩ : ૨૧ ; ૨૮.
માંહે ઘેટાં, ગોધા ઇત્યા. વેચીને અશુદ્ધ કરતા, યોહા ૨ ; ૧૪.
તેની ભ્રષ્ટતા થવાનું ભવિષ્ય, દાની. ૯ ; ૨૭ : ૧૧ : ૩૧.
આંતિયોખસ એપીફાનેસથી ભ્રષ્ટ કરાયા પછી માકાબી કુળના યહૂદાહથી તેનું શુદ્ધિકરણ તથા પુનઃસ્થાપના, યોહા. ૧૦ ; ૨૨.
રૂમીઓથી તેને ભ્રષ્ટ કરવામાં આવ્યું, દાની. ૯ ; ૨૭. સરખા. માત્થી ૨૪ ; ૧૫.

**યરદન નદી**—કનાનની પૂર્વ હદ, ગણ. ૩૪ ; ૧૨.
ઘણીવાર છલી જતી, યહો. ૩ ; ૧૫. ૧ કાળ. ૧૨ ; ૧૫.
છલી જવું, "તેને યરદનની ઉન્મતાઇ" કહે છે, યિર્મે. ૧૨ ; ૫ : ૪૯ ; ૧૯.
મૃત સરોવરમાં ભળી જાય છે, ગણ ૩૪ ; ૧૨.
તેના કિનારા :—
ઘટ ઝાડીવાળા હતા, ૨ રાજા. ૬ ; ૨.
બહુ ફળદ્રપ હતા, ઉત્પ. ૧૩ ; ૧૦.
સિંહ રહેતા હતા, યિર્મે. ૪૯ ; ૧૯ : ૫૦ ; ૪૪.
ચીકણી માટીના ઢાળ પાડતા, ૧ રાજા. ૭ ; ૪૬. ૨ કાળ. ૪ ; ૧૭.
લોટે રહેઠાણને માટે પસંદ કર્યા, ઉત્પ. ૧૩ ; ૧૧.
કેટલેક સ્થળેથી પાર ઉતરી શકાતું, યહો. ૨ ; ૭. ન્યા. ૧૨ ; ૫, ૬.
પાર ઉતરવા હોડીઓ વાપરતા, ૨ શમૂ. ૧૯ ; ૧૮.
તેના સંબંધમાં બનેલી પ્રખ્યાત બીનાઓ :—
ઇસ્રાએલીઓ પાર ઉતરે માટે બે ભાગ થયા.

યહો. ૩ ; ૧૨-૧૬ : ૫ ; ૧
પોતાને સ્થળે પાણી પાછું ફર્યું, યહો. ૪ ; ૧૮.
મોઆબીઓને કાપી નાખ્યા, ન્યા. ૩ ; ૨૮, ૨૯.
એફ્રાઇમીઓને મારી નાખ્યા, ન્યા. ૧૨; ૪-૬.
એલીયાહે બે ભાગ કર્યા, ૨ રાજા. ૨ ; ૮.
એલીશાએ બે ભાગ કર્યા, ૨ રાજા. ૨ ; ૧૪.
નાઅમાન કોઢીઓ શુદ્ધ કરાયો, ૨ રાજા. ૫; ૧૦, ૧૪.
યોહાન બાપ્તિસ્મા કરનાર લોકોને બાપ્તિસ્મા આપતો, માત્થી ૩ ; ૬. માર્ક ૧ ; ૫. યોહા. ૧ ; ૨૮.
આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનું બાપ્તિસ્મા થયું, માત્થી ૩ ; ૧૩, ૧૫. માર્ક ૧ ; ૯.

તેની પાર જવા સંબંધી ઇસ્રાએલને અગમ-સૂચના :—
વચન અપાયું, પુન. ૪ ; ૨૨ : ૯ ; ૧ : ૧૧ ; ૩૧.
ઠરાવેલા નિયમમાં, યહો. ૩ ; ૧-૮.
યાજકો કરારકોષ સાથે આગળ જાય, યહો. ૩ ; ૬, ૧૧, ૧૪.
સાર્થક અસર, યહો. ૩ ; ૧૭ : ૪ ; ૧, ૧૦, ૧૧.
તેમાં યાદગીરી દાખલ પત્થરનો સ્તંભ ઉભો કરવામાં આવ્યો, યહો. ૪ ; ૯.
પાર ઉતર્યાની યાદગિરીમાં ગિલ્ગાલમાં પત્થર ઉભા કર્યા, યહો. ૪ ; ૨-૮, ૨૦-૨૪.
લાગુકરણરૂપે, ગીત. ૭૪ ; ૧૫ : ૧૧૪ ; ૩, ૫.
કનાની ઇત્યાદિને દેશમાંથી પ્રભુ હાંકી કાઢશે, તેના ચિન્હરૂપે તે થશે, યહો. ૩ ; ૧૦.

યહુદીઓ તેમાં બહુ અભિમાન કરતા, ઝખા. ૧૧ ; ૩.
પરદેશીઓ તેને ધિક્કારતા, ૨ રાજા. ૫ ; ૧૨.
મુસાને પાર ઉતરવાની મના કરી, પુન. ૩ ; ૨૭ : ૩૧ ; ૨.

પાર ઉતરીને જાઓ ત્યારે : —
મૂર્તિપૂજાથી સંભાળો, પુન. ૪ ; ૧૫-૨૪.
દુશ્મનોનો નાશ કરો, પુન. ૨૫ ; ૧૯.
યહોવાહ તારા દેવ પર પ્રીતિ રાખવાનું, તેની વાણી સાંભળવાનું ને તેને વળગી રહેવાનું પસંદ કર, કેમકે તે તારૂં જીવન છે, પુન. ૩૦ ; ૨૦.
ખબરદાર રહે, રખેને તારૂં મન ગર્વિષ્ઠ થાય, ને તું યહોવાહ તારા દેવને ભુલી જાય, પુન. ૮ ; ૧૧, ૧૪.
દેવના વિધિઓ તથા કાનુનોને માન આપીને આજ્ઞાંકિત થાઓ, પુન. ૬ ; ૧, ૨.
અવિશ્વાસીઓની સાથે નાલાયક સંયોગ કરવાને સંભાળો, પુન. ૮ ; ૧-૩.
સાવચેત રહો, રખેને તમારાં અંતઃકરણ ઠગાઇ જાય, પુન. ૧૧ ; ૧૬.
નેક, અદલ તથા પ્રમાણિક થાઓ, પુન. ૧૬ ; ૧૯ ૨૧.
સાથી ભાઇ તરફ માયાળુ તથા પ્રીતિવાન થાઓ, પુન. ૧૫ ; ૭, ૮.
પ્રભુનાં પર્વો પાળો, પુન. ૧૬ ; ૬, ૯, ૧૩. સરખા. ૧ કરીં. ૫ ; ૮.
પ્રથમફળ પ્રભુને અર્પણ કરો, પુન. ૨૬ ; ૧, ૨.

**યરૂશાલેમ**—પુરાતન સાલેમ, ઉત્પ. ૧૪ ; ૧૮. ગીત. ૭૬ ; ૨.
પુરાતન યબૂસ, યહો. ૧૫ ; ૮ : ૧૮ ; ૨૮. ન્યા. ૧૯ ; ૧૦.
તેના રાજાને યહોશુઆએ હરાવીને મારી નાખ્યો, યહો. ૧૦ ; ૫-૨૩.
બિન્યામીનના ભાગમાં આવેલું, યહો. ૧૮ ; ૨૮.
થોડો ભાગ યહુદાહે જીતીને બાળી નાખ્યો, ન્યા. ૧ ; ૮.

યબૂસીઓ : —
પહેલાં રહેતા હતા, ન્યા. ૧૯ ; ૧૦, ૧૧.
યહુદાહ તથા બિન્યામીન છતાં, તેઓનો કંઇક ભાગ તેમાં બાકી રહેલો હતો, યહો. ૧૫ ; ૬૩. ન્યા. ૧ ; ૨૧.
છેવટે દાઉદ રાજાએ તેઓને જીતી સર કર્યા, ૨ શમૂ. ૫ ; ૬-૮.

દાઉદે તેને વધાર્યું, ૨ શમૂ. ૫ ; ૯.
દાઉદે રાજ્યધાની કરી, ૨ શમૂ. ૫ ; ૯ : ૨૦ ; ૩.
ઇશ્વરથી ખાસ પસંદ કરાયું, ૨ કાળ. ૬ ; ૬. ગીત. ૧૩૫ ; ૨૧.

સુવાર્તા પ્રથમ ત્યાં આગળ પ્રગટ કરવામાં આવી, લુક ૨૪; ૪૭. પ્રેરિ. ૨; ૧૪.
પવિત્ર આત્માનું ચમત્કારિક દાન ત્યાં પહેલવહેલું અપાયું, પ્રેરિ. ૧; ૪: ૨; ૧-૫.
ખ્રીસ્તી મંડળીના સતાવણીની શરૂઆત ત્યાંથી શરૂ થઇ, પ્રેરિ. ૪; ૧: ૮; ૧.
ખ્રીસ્તીઓની પહેલી મહાસભા ત્યાં ભરાઇ, પ્રેરિ. ૧૫; ૪. ૬.
તેના પર આવી પડેલી વિપત્તિઓનું વર્ણન :—
શિશાકે જય મેળવીને લુંટી લીધું, ૧ રાજા. ૧૪; ૨૫, ૨૬. ૨ કાળ. ૨૧; ૧-૪.
ઇસ્રાએલના રાજા યોઆશે જીતીને લુંટી લીધું, ૨ રાજા. ૧૪; ૧૩, ૧૪.
રસીન તથા પેકાહે ઘેરા ઘાલ્યો, પણ સર કરી શકયા નહિ, યશા. ૭; ૧. ૨ રાજા. ૧૬; ૫.
સાન્હેરીબે ઘેરો ઘાલ્યો, પણ સર કરી શકયો નહિ, ૨ રાજા. ૧૮; ૧૭. ૨ રાજા. ૧૯.
ફારૂન નકોએ જીતીને ખંડીયું બનાવ્યું, ૨ રાજા. ૨૩; ૩૩-૩૫.
નબૂખાદનેસ્સારે ઘેરો ઘાલ્યો, ૨ રાજા. ૨૪; ૧૦, ૧૧.
નબૂખાદનેસ્સારે જીતીને બાળી નાખ્યું, ૨ રાજા. ૨૫. યિર્મે. ૩૯.
સાન્બાલ્લાટે હુમલો કર્યો, નહે. ૪; ૭, ૮.
બંદીવાસ પછી પુન: બાંધવાની પરવાનગી કોરેશ તરફથી મળી, એઝ. ૧; ૧-૪.
તેના સંબંધમાં કહેવાએલી ભવિષ્યવાણીઓ :—
બાબેલના રાજાથી જીતી લેવાશે, યિર્મે. ૨૦; ૫.
ખંડીએર થશે, યિર્મે. ૯; ૧૧: ૨૬; ૧૮.
ઉજ્જડ કરાશે, યશા. ૬૪; ૧૦.
કોરેશથી, પુન: બંધાશે, યશ. ૪૪; ૨૬-૨૮.
શાંતિનું રહેઠાણ થશે, યશા. ૩૩; ૨૦.
તેના શત્રુઓને ભયનું કારણ થશે, ઝખા. ૧૨; ૨, ૩
ખ્રીસ્ત રાજા તરીકે પ્રવેશ કરશે, ઝખા. ૯; ૯.
સુવાર્તા ત્યાંથી સર્વત્ર ફેલાશે, યશા. ૨, ૩: ૪૦; ૯.
રૂમીઓથી વેરાન કરાશે, લુક ૧૯; ૪૨-૪૪.
તેના પર આવી પડનાર ભારે વિપત્તિઓ, માથ્થી ૨૪; ૨૧, ૨૯. લુક ૨૧; ૨૩, ૨૪.
તેના નાશ સંબંધી થનાર ચિન્હો, માથ્થી ૨૪; ૬-૧૫. લુક ૨૧; ૭-૧૧, ૨૫, ૨૮.
લાક્ષણિક રીતે :—
મંડળીને, ગલા. ૪; ૨૫, ૨૬. હેબ્રી. ૧૨; ૨૨.
ગૌરવી મંડળીને, પ્રક. ૩; ૧૨: ૩૧; ૨, ૧૦.
(આસપાસ પર્વતો) ભક્તો ઇશ્વરની રક્ષા હેઠળ, ગીત. ૧૨૫; ૨.

**યહુદાહ કુળ**—યાકૂબના ચોથા દીકરાના વંશજો, ઉત્પ. ૨૯; ૩૫.
તેના સંબંધમાં કહેલી ભવિષ્યવાત, ઉત્પ. ૪૯; ૮-૧૨. પુન. ૩૩; ૭.
તેમાંથી ચુંટી કાઢવામાં આવેલાં માણસો :—
લોકોની ગણના કરવા માટે, ગણ. ૧; ૭.
દેશની જાસુસી કરવા માટે, ગણ. ૧૩; ૬.
દેશની વહેંચણ વખતે, ગણ. ૩૪; ૧૯.
મિસરમાંથી નીકળતાં તેઓનું સૈન્ય, ગણ. ૧; ૨૬, ૨૭: ૨; ૪.
મંડપની પૂર્વ દિશામાં તેમનો ઉતારો, ગણ. ૨; ૩.
તેઓની મુસાફરીમાં દોરનાર તરીકે અગ્રેસર ભાગ, ગણ. ૧૦; ૧૪.
પ્રતિષ્ઠા સમયે તેઓનાં અર્પણો, ગણ. ૭; ૧૨-૧૭.
તેઓના મુખ્યો, ગણ. ૨૨; ૧૯-૨૧.
કનાનમાં પેસતી વખતે તેઓની સંખ્યા, ગણ. ૨૬; ૨૨.
ગરીઝીમ પર્વત ઉપર આશીર્વાદને માટે આમેન કહેવા સારૂ ઉભા રહેતા, પુન. ૨૭; ૧૨.
તેઓના વારસાની સરહદ, યહો. ૧૫; ૧-૧૨.
કનાનીઓને હાંકી કાઢવામાં પ્રથમ બળ દાખવનારા, ન્યા. ૧; ૩-૨૦.
ગેબાહની સામે પ્રથમ હલ્લો કર્યો, ન્યા. ૨૦; ૧૮.
પહેલો ન્યાયાધીશ તેમાંથી ચુંટાયો, ન્યા. ૩; ૯.
લડાઇમાં શાઉલના મદદગાર થયા, ૧ શમૂ. ૧૧; ૮: ૧૫; ૪.
શાઉલના દંગાખોર થયા પછી ઇસ્રાએલને રાજા પૂરો પાડવાને શક્તિવાન થયા, ૧ શમૂ. ૧૩;

૧૪: ૧૫; ૨૮: ૧૬; ૬, ૧૩. ૨ શમૂ. ૨; ૪: ૭; ૧૬, ૧૭.
દાઉદના અધિકાર તળે રહેનાર પ્રથમ કુળ, ૨ શમૂ. ૨; ૧૦.
સાડાસાત વરસ સુધી દાઉદે કેવળ તેઓ ઉપર રાજ ચલાવ્યું, ૨ શમૂ. ૨; ૧૧: ૫; ૧૦.
દાઉદે તેઓમાંથી ચુંટી કાઢેલો અધિપતિ, ૧ કાળ. ૨૭; ૧૮.
આબ્શાલોમના બળવા પછી રાજાને પાછો લાવવામાં તેઓએ મંદતા બતાવી, તેને માટે ઠપકો પામ્યા, ૨ શમૂ. ૧૯; ૧૧-૧૫.
દાઉદને લીધે બીજાં કુળો જુસ્સો બતાવવા લાગ્યાં, ૨ શમૂ. ૧૯; ૪૧-૪૭: ૨૦; ૧, ૨.
તે તથા બિન્યામીન કુળ દાઉદના ઘરને વળગી રહ્યા, ૧ રાજા. ૧૨; ૨૧.
આ કુળ છેલ્લામાં છેલ્લું બંદિવાન કરાઇને લઇ જવાયું, ૨ રાજા. ૧૭; ૧૮-૨૦: ૨૫; ૨૧.
આપણો પ્રભુ ઇસુ આ કુળમાં જન્મ્યો, માત્થી ૧; ૨-૧૬. લુક ૩; ૨૩-૩૩. હેબ્રી. ૭; ૧૪.
તેના પ્રખ્યાત પુરૂષો—આખાન, યહો. ૭; ૧૮. અલીમેલેખ, રૂથ ૧; ૧, ૨. બોઆઝ, રૂથ ૨; ૧. ઓબેદ, રૂથ ૪; ૨૧. યસી, રૂથ ૪; ૨૨. ૧ શમૂ. ૧૬; ૧. દાઉદ, ૧ શમૂ. ૧૬; ૧, ૧૩. સુલેમાન, ૧ રાજા. ૧; ૩૨-૩૯. એલી, ૧ કાળ. ૨૭; ૧૮. યેથાહીઆહ, નહે. ૧૧; ૨૪. બસાલએલ, નિર્ગ. ૩૧; ૨: ૩૫; ૩૦. નાશોન, ગણ. ૭; ૧૨. કાલેબ, ગણ. ૧૪; ૨૪. આબ્શાલોમ, ૨ શમૂ. ૧૫; ૧. એલહાનાન, ૨ શમૂ. ૨૧; ૧૯: ૨૩; ૨૪. અદોનિયાહ, ૧ રાજા. ૧; ૫, ૬. યોનાથાન, ૨ શમૂ. ૨૧; ૨૧. યહુદાહના રાજાઓ, જુઓ રાજાઓનું પહેલું તથા બીજું પુસ્તક.

**યહુદાહ પ્રાંત**—રૂમીઓના જમાનામાં પવિત્ર દેશના વિભાગોમાંનો એક ભાગ, લુક ૩; ૧.
યહુદાહના પુરાતન રાજ્યનું નામ લાગુ પાડયું, ૧ રાજા. ૧૨; ૨૧-૨૪.
કહેવાય છે:—
યહુદાહ દેશ, માત્થી ૨; ૬.
યહુદાહ, દાની. ૫; ૧૩. સરખા. યોહા. ૭; ૧.
પહાડી દેશ હતો, લુક ૧; ૩૯, ૬૫.
તેનો કેટલોક ભાગ અરણ્યરૂપ હતો, માત્થી ૩; ૧. પ્રેરિ. ૮; ૨૬.
યરૂશાલેમ તેની રાજધાની હતું, માત્થી ૪; ૨૫.
તેનાં શહેરોનાં નામ:—
આરીમથાઇ, માત્થી ૨૭; ૫૭. યોહા. ૧૯; ૩૮.
આઝોટ કે આશ્દોદ, પ્રેરિ. ૮; ૪.
બેથાનીઆ, યોહા. ૧૧; ૧, ૧૮.
બેથલેહેમ, માત્થી ૨; ૧, ૬, ૧૬.
બેથફાગે, માત્થી ૨૧; ૧.
એમ્મૌસ, લુક ૨૪; ૧૩.
એફ્રાઇમ, યોહા. ૧૧; ૫૪.
ગાઝા, પ્રેરિ. ૮; ૨૬.
યરેખો, લુક ૧૦; ૩૦: ૧૯; ૧.
જોપ્પા, પ્રેરિ. ૯; ૩૬: ૧૦; ૫, ૮.
લુદા, પ્રેરિ. ૯; ૩૨, ૩૫, ૩૮.
યોહાન બાપ્તિસ્મા કરનાર ત્યાં બોધ કરતો, માત્થી ૩; ૧.
આપણો પ્રભુ ઇસુ:—
તેમાં જન્મ પામ્યો, માત્થી ૨; ૧, ૫, ૬.
ત્યાંના અરણ્યમાં પરીક્ષણ થયું, માત્થી ૪; ૧.
વારંવાર મુલાકાત લીધી, યોહા. ૧૧; ૧.
સતાવણીથી બચવા માટે વારંવાર નીકળી ગયો, યોહા. ૪; ૧-૩.
તેમાં કેટલીક ખ્રીસ્તી મંડળીઓ બાંધવામાં આવી, પ્રેરિ. ૯; ૩૧. ૧ થેસ્સા. ૨; ૧૪.

**યહુદીઓ**—ઇબ્રાહીમના વંશજો, ગીત. ૧૦૫; ૬. યશા. ૫૧; ૨. યોહા. ૮; ૩૯. રૂમી. ૯; ૭.
બાર કુળમાં વહેંચાએલા, ઉત્પ. ૩૫; ૨૨: ૪૯; ૨૮.
કહેવાય છે:—
હેબ્રીઓ, ઉત્પ. ૧૪; ૧૩: ૪૦; ૧૫. ૨ કરીં. ૧૧; ૨૨.
ઇસ્રાએલીઓ, નિર્ગ. ૯; ૭. યહો. ૩; ૧૭.
ઇબ્રાહીમના વંશજ, ગીત. ૧૦૫; ૬. યશા. ૪૧; ૮.
યાકૂબના વંશજ, યિર્મે. ૩૩; ૨૬.
ઇસ્રાએલના વંશજ, ૧ કાળ. ૧૬; ૧૩.

યાકૂબનાં છોકરાં, ૧ કાળ. ૧૬ ; ૧૩.
ઇસ્રાએલનાં છોકરાં, ઉત્પ. ૫૦ ; ૨૫. યશા. ૨૭; ૧૨.
યસુરૂન, પુન. ૩૨ ; ૧૫.
ઇશ્વરથી પસંદ કરાએલા તથા પ્રીતિ પામેલા, પુન. ૭; ૬, ૭.
કરારથી ઇશ્વરને બંધાએલા તેની નિશાણી સુનત હતી, ઉત્પ. ૧૭ ; ૧૦, ૧૧. પ્રેરિ. ૭ ; ૮.
ઇતર દેશજાતિઓથી અલાયદી જાતિ, નિર્ગ. ૩૩ ; ૧૬. લેવી. ૨૦ ; ૨૪. ૧ રાજા. ૮ ; ૫૩.
તેઓનું વર્ણન કરેલું છે :—
પસંદ કરેલી પ્રજા, પુન. ૧૪ ; ૨.
ખાસ ધન, નિર્ગ. ૧૯ ; ૫. ગીત. ૧૩૫ ; ૪.
પવિત્ર દેશજાતિ, નિર્ગ. ૧૯ ; ૬.
પવિત્ર પ્રજા, પુન. ૭ ; ૬ : ૧૪ ; ૨૧.
યાજકોનું રાજ, નિર્ગ. ૧૯ ; ૬.
ખાસ પ્રજા, પુન. ૭ ; ૬.
યહોવાહનો હિસ્સો, પુન. ૩૨ ; ૯.
મિસરમાં ગયા, નિર્ગ. ૧૨ ; ૪૦, ૪૧.
ઇશ્વરે મિસરમાંથી બહાર કાઢયા, નિર્ગ. ૧૨ ; ૪૨. પુન. ૩ ; ૧૫ : ૬ ; ૧૨.
અરણ્યમાં ચાળીસ વર્ષ ફર્યા, ગણુ. ૧૪ ; ૩૩ ; યહો. ૫ ; ૬.
કનાનમાં વાસો કર્યો, ગણુ. ૩૨ ; ૨૨. યહો. ૧૪ ; ૧-૫.
શમૂએલના જમાના સુધી ઇશ્વર તેઓનો રાજા હતો, નિર્ગ. ૧૯ ; ૪-૬. સરખા. ૧ શમૂ. ૮ ; ૭.
રાજાની ઇચ્છા દર્શાવી, જેથી રાજાઓ આપ્યા, ૧ રાજા. ૮ ; ૫, ૨૨.
સુલેમાનના મરણ પછી રાજયના બે ભાગ પડયા, ૧ રાજા. ૧૧ ; ૩૧, ૩૨ : ૧૨ ; ૧૯, ૨૦.
ઘણી વાર પરાધીન થઇને ખંડીયા બન્યા, ન્યા. ૨ ; ૧૩, ૧૪ : ૪ ; ૨ : ૬ ; ૨, ૬. ૨ રાજા. ૨૩ ; ૩૩.
આશ્શૂર તથા બાબેલમાં બંદિવાન કરાઇને લઇ જવાયા, ૨ રાજા. ૧૭ ; ૩૩ : ૧૮ ; ૧૧ : ૨૪ ; ૧૬ : ૨૫ ; ૧૧.
કોરેશથી પોતાના દેશમાં પાછા જવાની પરવાનગી મળી, એઝ. ૧ ; ૧-૪.
ન્યાયની અદાલતો હતી, પુન. ૧૬ ; ૧૮.
ધર્મ બાબતોની સ્થાપના હતી, નિર્ગ. ૨૮ ; ૧. ગણુ. ૧૮ ; ૬. માલા. ૨ ; ૪-૭.
દેશસુધારામાં વૃદ્ધિ થાય, તેને માટે ઘણા ભવિષ્યવાદીઓ ઉભા થયા, યિર્મે. ૭ ; ૨૫ : ૨૬ ; ૪, ૫ : ૩૫ ; ૧૫ : ૪૪ ; ૪. હઝ. ૩૮ ; ૧૭.
ઇશ્વરનું ખરૂં જ્ઞાન ધરાવનાર એકલી દેશજાતિ હતી, ગીત. ૭૬ ; ૧. સરખા. ૧ થેસ્સા. ૪ ; ૫. ગીત. ૪૮ ; ૩. સરખા. રૂમી. ૧ ; ૨૮.
ખરા દેવની સેવા કરનાર એકજ દેશજાતિ હતી, નિર્ગ. ૫ ; ૧૭. સરખા. ગીત. ૯૬ ; ૫ : ૧૧૫ ; ૩, ૪. યોહા. ૪ ; ૨૨.
ઇશ્વરથી પ્રગટ થએલી રીતિવાળો, તેમનો ધર્મ હતો, લેવી. ૧૮ ; ૪. પુન. ૧૨ ; ૮-૧૧. હેબ્રી. ૯ ; ૧.
તેમનો ધર્મ ઉપમારૂપી હતો, હેબ્રી. ૯ ; ૮-૧૧ : ૧૦ ; ૧.
તેઓનો રાષ્ટ્રિય વિસ્તાર, ઉત્પ. ૧૨ ; ૨. પુન. ૩૩ ; ૨૯.
તેઓનો રાષ્ટ્રિય અધિકાર, રૂમી. ૩ ; ૨ : ૯ ; ૪, ૫.
તેઓનું અસંખ્યપણું, ઉત્પ. ૨૨ ; ૧૭. ગણુ. ૧૦ ; ૩૬.

પ્રજા તરીકેનાં ગુણલક્ષણો :—
વંશજ સંબંધીનો અભિમાન, યિર્મે. ૧૩ ; ૯. યોહા. ૮ ; ૩૩, ૪૧.
દેશ પ્રત્યેનો પ્રેમ, ગીત. ૧૩૭ ; ૬.
પોતાના ભાઇઓ પ્રત્યેની મમતા, નિર્ગ. ૨ ; ૧૧, ૧૨. રૂમી. ૯ ; ૧-૩.
મુસા પ્રત્યેનો સ્નેહભાવ, યોહા. ૯ ; ૨૮, ૨૯. પ્રેરિ. ૬ ; ૧૧.
નિયમના વ્યવહારો પ્રત્યેનો ભાવ, પ્રેરિ. ૬ ; ૧૪ : ૨૧ ; ૨૧ : ૨૨ ; ૩.
સંપ્રદાયો પ્રત્યેનો ભાવ, યિર્મે. ૪૪ ; ૧૭. હઝ. ૨૦ ; ૧૮, ૩૦. સરખા. કલમ ૨૧. માત્થી ૭ ; ૩, ૪.
હઠીલાપણું અને કઠણતા, નિર્ગ. ૩૨ ; ૯. પ્રેરિ. ૭ ; ૫૧.
દંગો કરનારો સ્વભાવ, પુન. ૯ ; ૧, ૨૪. યશા. ૧ ; ૨.

ખ્રીસ્ત તેઓ મધ્યે વાસો કરશે, હઝ. ૪૩; ૭, ૯. ઝખા. ૨; ૧૧.
ખ્રીસ્ત તેઓ પર રાજ કરશે, હઝ. ૩૪; ૨૩, ૨૪: ૩૭; ૨૪, ૨૫.
ઇશ્વર તરફ ફરવું, એ ઉપમાથી બતાવ્યું છે, હઝ. ૩૭; ૧-૧૪. રૂમી. ૧૧; ૨૪.

**યજ્ઞ**—ઇશ્વરી સ્થાપના, ઉત્પ. ૩; ૨૧. સરખા. ૧; ૨૯: ૯; ૩: ૪; ૪, ૫. સરખા. હેબ્રી. ૧૧; ૪.
કેવળ ઇશ્વરને કરાય, નિર્ગ. ૨૨; ૨૦. ન્યા. ૧૩; ૧૬. ૨ રાજા. ૧૭; ૩૬.
પ્રભુને ચઢાવવામાં તેને સર્વોત્તમ માન અપાય છે, ૨ રાજા. ૫; ૧૭. યોહા. ૧; ૧૬.
શાનો કરાતો:—
શુદ્ધ પશુઓનો (લોહીવાળાં), ઉત્પ. ૮; ૨૦.
પૃથ્વીમાંનું ફળ (લોહી વગરનાં), ઉત્પ. ૪; ૪. લેવી. ૨; ૧.
શુદ્ધ પક્ષીઓનો, લેવી. ૧; ૧૪-૧૬.
વેદી પર નિત્ય ચઢાવતા, નિર્ગ. ૨૦; ૨૪.
ચઢાવનારે પોતાનાં પાપ સમજવાં જોઇએ, હેબ્રી. ૧૦; ૩.
ચઢાવતા હતા:—
છેક પ્રાચીન કાળથી, ઉત્પ. ૪; ૩, ૪.
આદિપિતાઓ, ઉત્પ. ૨૨; ૨, ૧૩: ૩૧; ૫૪: ૪૬; ૧. અયૂ. ૧; ૫.
મિસરમાંથી નીકળ્યા પછી ઇસ્રાએલપુત્રો, નિર્ગ. ૫; ૩, ૧૭: ૧૮; ૧૨: ૨૪; ૫.
મુસાના જમાનામાં, લેવી. ૧–૭ સુધી. હેબ્રી. ૧૦; ૧-૩.
નિત્ય, નિર્ગ. ૨૯; ૩૮, ૩૯. ગણ. ૨૮; ૩, ૪.
અઠવાડિયાનાં, ગણ. ૨૮; ૯, ૧૦.
માસિક, ગણ. ૨૮; ૧૧.
વાર્ષિક, લેવી. ૧૬; ૩. ૧ શમૂ. ૧; ૩, ૨૧: ૨૦; ૬.
સર્વ પર્વો સમયે, ગણ. ૧૦; ૧૦.
સમસ્ત દેશજાતિને અર્થે, લેવી. ૧૬; ૧૫-૩૦. ૧ કાળ. ૨૯; ૨૧.
પૃથક પૃથકને અર્થે, લેવી. ૧; ૨: ૧૭; ૮.
આવનાર ત્રાતાના વિશ્વાસમાં, હેબ્રી. ૧૧; ૪, ૧૭, ૨૮.

ખોડખાંપણ અગર એબરહિતનું હોવું જોઇએ, લેવી. ૨૨; ૧૯. પુન. ૧૫; ૨૧: ૧૭; ૧. માલા. ૧; ૮, ૧૪.
પુષ્ટ તથા સૌથી સારૂં, ઉત્પ. ૪; ૪. ૧ શમૂ. ૧૫; ૨૨. ગીત. ૬૬; ૧૫. યશા. ૧; ૧૧.
જુદી જુદી જાતનાં:—
દહનીયાર્પણ (અગ્નિમાં બાળી નંખાતું), લેવી. ૧. ૧ રાજા. ૧૮; ૩૬.
પાપાર્થાર્પણ (અજ્ઞાનતાનાં પાપોને કારણે), લેવી ૪.
દોષાર્થાર્પણ (જાણીજોઇને કરેલાં પાપોને કારણે), લેવી. ૬; ૧-૭: ૭; ૧-૭.
શાંત્યર્પણ, લેવી. ૩; ૧-૧૭: ૭; ૧૧.
[[આરત્યર્પણ, નિર્ગ. ૨૯; ૨૬. લેવી. ૭; ૩૦.
ઉચ્છાલીયાર્પણ, નિર્ગ. ૨૯; ૨૭. લેવી ૭. ગણ. ૧૫.
ખાદ્યાર્પણ, લેવી ૨. ગણ. ૧૫; ૪.
પેયાર્પણ, નિર્ગ. ૨૯; ૪૦.
ઉપકારાર્થાર્પણ, લેવી. ૭; ૧૨: ૨૨; ૨૯. ગીત. ૫૦; ૧૪.
ઐચ્છિકાર્પણ, લેવી ૨૩; ૩૮. પુન. ૧૬; ૧૦: ૨૩; ૨૩.
ધુપ, નિર્ગ. ૩૦; ૮. માલા. ૧; ૧૧. લુક ૧; ૯.
પ્રથમ ફળ, પુન. ૧૮; ૪.
દશાંશ, લેવી. ૨૭. ગણ. ૧૮. પુન. ૧૪.
દાનાર્પણ, નિર્ગ. ૩૫; ૨૨. ગણ. ૭.
શંકાનું, ગણ. ૫; ૧૫.
ખંડણી, નિર્ગ. ૩૦; ૧૩, ૧૫.]]
ઇશ્વરથી મુકરર કરેલી જગ્યામાં લાવવું, પુન. ૧૨; ૬. ૨ કાળ. ૭; ૧૨.
વેદીનાં શિંગો સાથે બાંધવું, ગીત. ૧૧૮; ૨૭.
મીઠાથી સલુણો કરાતો, લેવી. ૨; ૧૩. માર્ક ૯; ૪૯.
કેટલીક વાર આકાશથી અગ્નિ ઉતરીને બાળી નાખતો, લેવી. ૯; ૨૪. ૧ રાજા. ૧૮; ૩૮. ૨ કાળ. ૭; ૧.
લોહીવાળાં સાથે, ખાદ્યાર્પણ તથા પેયાર્પણ ચઢાવવાં પડતાં, ગણ. ૧૫; ૩-૧૨.
ઉપકારાર્થાર્પણ સિવાય બીજા કોઇમાં ખમીર

વાપરતા નહિ, નિર્ગ. ૨૩ ; ૧૮. સરખા. લેવી ૭ ; ૧૩.
મેદ, સવાર સુધી રાખી મૂકતા નહિ, નિર્ગ. ૨૩ ; ૧૮.
યાજકો :—
અર્પણ ચઢાવવાને અર્થે ઠરાવેલા હતા, ૧ શમૂ. ૨ ; ૨૮. હઝ. ૪૪ ; ૧૧, ૧૫. હેબ્રી. ૫ ; ૧ : ૮ ; ૩.
અમુક ભાગ ગુજરાન માટે મળતો હતો, નિર્ગ. ૨૯ ; ૨૭, ૨૮. પુન. ૧૮ ; ૩. યહો. ૧૩ ; ૧૪. ૧ કરીં. ૯ ; ૧૩.
ખ્રીસ્તના યજ્ઞનું લાક્ષણિક ચિન્હરૂપ, ૧ કરીં. ૫ ; ૭. એફે. ૫ ; ૨. હેબ્રી. ૧૦ ; ૧, ૧૧, ૧૨.
વિશ્વાસ તથા નિખાલસપણાથી કરેલુ સ્વીકારાતું, ઉત્પ. ૪ ; ૪. સરખા. હેબ્રી. ૧૧ ; ૪. ઉત્પ. ૮ ; ૨૧.
શરીરની શુદ્ધતા થઇ શકતી, હેબ્રી. ૯ ; ૧૩, ૨૨.
પાપ ટાળવા અશક્ત, ગીત. ૪૦ ; ૬. હેબ્રી. ૯ ; ૯ : ૧૦ ; ૧-૧૧.
આજ્ઞાપાલણ સિવાય નિરૂપયોગી છે, ૧ શમૂ. ૧૫ ; ૨૨. દ્દષ્ટાં. ૨૧ ; ૩. માર્ક ૧૨ ; ૩૩.
ઇશ્વરી કરારની નિશ્ચયતા બતાવે છે, ઉત્પ. ૧૫ ; ૯-૧૭. નિર્ગ. ૨૪ ; ૫-૮. સરખા. હેબ્રી. ૯ ; ૧૯, ૨૦. ગીત. ૫૦ ; ૫.
યહુદીઓ :—
તે વિરૂદ્ધ લાત ઉહાવવાને કારણે ઠપકો પામ્યા, ૧ શમૂ. ૨ ; ૨૯. માલા. ૧ ; ૧૨.
અપંગ તથા ખોડીલાં લાવવાને કારણે ઠપકો પામ્યા, માલા. ૧ ; ૧૩, ૧૪.
નહિ ચઢાવવાને કારણે ઠપકો પામ્યા, યશા. ૪૩ ; ૨૩, ૨૪.
પાપને કારણે માન્ય થયાં નહિ, યશા. ૧ ; ૧૧, ૧૫ : ૬૬ ; ૩. હોશી. ૮ ; ૧૩.
મૂર્તિઓની આગળ ચઢાવવાને કારણે ઠપકો પામ્યા, ૨ કાળ. ૩૪ ; ૨૫. યશા. ૬૫ ; ૩-૭. હઝ. ૨૦ ; ૨૮-૩૧.
જુઠા દેવો તથા ભૂતોને ચઢાવતા, લેવી. ૧૭ ; ૭. પુન. ૩૨ ; ૧૭. ગીત. ૧૦૬ ; ૩૭. ૧ કરીં. ૧૦ ; ૨૦.
માંગળિક પ્રસંગે ઘણા ચઢાવવામાં આવતા, ૨ કાળ. ૫ ; ૬ : ૭ ; ૫.
સાર્વજનિક લાભને માટે દેશ તરફથી કરતા, ૨ કાળ. ૩૧ ; ૩.
લાક્ષણિક રીતે :—
પ્રાર્થનાને, ગીત. ૧૪૧ ; ૨.
આભારને, ગીત. ૨૭ ; ૬ : ૧૦૭ ; ૨૨ : ૧૧૬ ; ૧૭. હેબ્રી. ૧૩ ; ૧૫.
પોતાને સોંપી દેવાને, રૂમી. ૧૨ ; ૧. ફીલી. ૨ ; ૧૭.
પરોપકારને, ફીલી. ૪ ; ૧૮. હેબ્રી. ૧૩ ; ૧૬.
ન્યાયીપણાને, ગીત. ૪ ; ૫ : ૫૧ ; ૧૯.
રાંક મનને, ગીત. ૫૧ ; ૧૭.
ધર્માર્થે પ્રાણત્યાગને, ફીલી. ૨ ; ૭. ૨ તીમો. ૪ ; ૬.

**યાજકો**—આ કામ કરનાર સંબંધીની પ્રાચિન સૂચના, ઉત્પ. ૪ ; ૩, ૪.
આદિપિતાઓના જમાનામાં ઘરનો મુખ્ય એ કામ કરતો હતો, ઉત્પ. ૮ ; ૨૦ : ૧૨ ; ૮ : ૩૫ ; ૭.
નિર્ગમન પછી પ્રથમજનિત જુવાનોએ તે કામ કર્યું, નિર્ગ. ૨૪ ; ૫. સરખા. નિર્ગ. ૧૯ ; ૨૨.
કાયમને માટે હારૂનપુત્રો ઠરાવાયા, નિર્ગ. ૨૯ ; ૯ : ૪૦ ; ૧૫.
હારૂનના વંશજો સિવાય બીજાને મના કરી, ગણ. ૩ ; ૧૦ : ૧૬ ; ૪૦ : ૧૮ ; ૭.
એ કામને માટે ઇશ્વરે પવિત્ર કર્યા, નિર્ગ. ૨૯ ; ૪૪.
જાહેરાંતમાં અભિષિક્ત કરાયા, નિર્ગ. ૨૮ ; ૩. ગણ. ૩ ; ૩.
અભિષિક્ત સમયે કરવામાં આવતી ક્રિયા :—
સ્નાન કરવું, નિર્ગ. ૨૯ ; ૪. લેવી. ૮ ; ૬.
શુદ્ધ વસ્ત્રો પહેરાવ્યાં, નિર્ગ. ૨૯ ; ૮, ૯ : ૪૦ ; ૧૪. લેવી. ૮ ; ૧૩.
તેલથી અભિષિક્ત કરવું, નિર્ગ. ૩૦ ; ૩૦ : ૪૦ ; ૧૩.
અર્પણો ચઢાવ્યા, નિર્ગ. ૨૯ ; ૧૦-૨૯. લેવી. ૮ ; ૧૪-૨૩.

હોમ યજ્ઞના ગોધાના લોહીનો છંટકાવ, નિર્ગ. ૨૯; ૨૦, ૨૧. લેવી. ૮; ૨૩, ૨૪.
તેઓના હાથમાં પ્રતિષ્ઠાનું અર્પણ મૂકવું. નિર્ગ. ૨૯; ૨૨-૨૪. લેવી. ૮; ૨૫-૨૭.
પ્રતિષ્ઠાનું અર્પણ કરવામાં ભાગ લેવો, નિર્ગ. ૨૯; ૩૧-૩૩. લેવી. ૮; ૩૧, ૩૨.
સાત દિવસ ચાલતી, નિર્ગ. ૨૯; ૩૫-૩૭. લેવી. ૮; ૩૩.

પ્રતિષ્ઠા પછી સાત દિવસ મંડપમાં રહેતા, લેવી. ૮; ૩૩-૩૬.

ખોડખાંપણવાળો પ્રતિષ્ઠિત થઇ શકે નહિ, લેવી. ૨૧; ૧૭-૨૩.

આ કામ ઉપર સ્થપાય માટે વંશાવળીની સાબિતી આપવી પડતી, એઝ. ૨; ૬૨. નહે. ૭; ૬૪.

તેઓનાં વસ્ત્રો :—
અંગરખા, નિર્ગ. ૨૮; ૪૦ : ૩૯; ૨૭.
કમરબંધ, નિર્ગ. ૨૮; ૪૦.
ફાળિયાં, નિર્ગ. ૨૮; ૪૦ : ૩૯; ૨૭.
જાંગીયા, નિર્ગ. ૨૮; ૪૨ : ૩૯; ૨૮.
પ્રતિષ્ઠા સમયે પહેરે, નિર્ગ. ૨૯; ૯ : ૪૦; ૧૫.
મંડપમાં સેવા કરતી વખતે હમેશાં પહેરે, નિર્ગ. ૨૮; ૪૩ : ૩૯; ૪૧.
પ્રમુખ્ય યાજક પ્રાયશ્ચિત્તને દિવસે પહેરે, લેવી. ૧૬; ૪.
છાંટવાના લોહીથી શુદ્ધ કરવામાં આવે, નિર્ગ. ૨૯; ૨૧.
પવિત્ર ઓરડીમાં રાખી મૂકવાં, હઝ. ૪૪; ૧૯.
ઘણી વાર લોકો તરફથી પૂરાં પાડવામાં આવતાં, એઝ. ૨; ૬૮, ૬૯. નહે. ૭; ૭૦-૭૨.

સેવાના કામ ઉપર ચઢતા પહેલાં હોજમાં નાહવું પડતું હતું, નિર્ગ. ૩૦; ૧૮-૨૧.

તેઓને શાં શાં કામ કરવાં પડતાં? —
મંડપને લગતી સઘળી સેવા બજાવવી, ગણ. ૧૮; ૧, ૫, ૭.
મંડપ ઉપાડવામાં આવે, તે પહેલાં પવિત્ર વસ્તુઓને ઢાંકી દેવી, ગણ. ૪; ૫-૧૫.
અર્પણો ચઢાવવાં, લેવી. ૧-૬. ૨ કાળ. ૨૯; ૩૪ : ૩૫; ૧૧.
પવિત્રસ્થાનની બત્તિઓ સાફ કરવી તથા સળગાવવી, નિર્ગ. ૨૭; ૨૦, ૨૧. લેવી. ૨૪; ૩, ૪.
વેદી પર પવિત્ર અગ્નિ નિરંતર બળતો રાખવો, લેવી. ૬; ૧૨, ૧૩.
ધૂપ બાળવો, નિર્ગ. ૩૦; ૭, ૮. લુક. ૧; ૯.
અર્પિત રોટલીઓ ઉપાડી લઇને તાજી મૂકવી, લેવી. ૨૪; ૫-૯.
પ્રથમફળનું અર્પણ ચઢાવવું, લેવી. ૨૩; ૧૦, ૧૧. પુન. ૨૬; ૩, ૪.
સમુદાયને આશીર્વાદ આપવો, ગણ. ૬; ૨૩-૨૭.
અશુદ્ધને શુદ્ધ કરવાં, લેવી. ૧૫; ૩૦, ૩૧.
સંશયના કેસોનો નિવેડો કરવો, ગણ. ૫; ૧૪, ૧૫.
કોઢ રોગ સંબંધીના સંશયનો નિવેડો કરવો, લેવી. ૧૩; ૨-૫૯ : ૧૪; ૩૪-૪૫.
તકરારી તથા મારામારી ઇત્યાદિના કેસોનો ફેંસલો કરવો, પુન. ૧૭; ૮-૧૩ : ૨૧; ૫.
નિયમનું શિક્ષણ આપવું, પુન. ૩૩; ૮, ૧૦. માલા. ૨; ૭.
માંગળિક પ્રસંગો પર રણશિંગડાં વગાડવાં, ગણ. ૧૦; ૧-૧૦. યહો. ૬; ૩, ૪.
કરારકોશ ઉંચકવો, યહો. ૩; ૬, ૧૭: ૬; ૧૨.
લડાઇમાં, લોકોને ધૈર્યવાન કરવા, પુન. ૨૦; ૧-૪.
અર્પિત વસ્તુની કિમ્મત ઠરાવવી, લેવી. ૨૭; ૮.

ખાસ વારસો ન હોવાથી હોમયજ્ઞો પર નિર્વાહ ચલાવતા હતા, પુન. ૧૮; ૧, ૨. ૧ કરીં. ૯; ૧૩.

તેઓની આવક :—
લેવીઓને અપાએલા દશાંશનો દશાંશ, ગણ. ૧૮; ૨૬, ૨૮. નહે. ૧૦; ૩૭, ૩૮. હેબ્રી. ૭; ૫.
પ્રથમફળ, ગણ. ૧૮; ૮, ૧૨, ૧૩. પુન. ૧૮; ૪.
પ્રથમજનિતની ખંડણીનું મૂલ્ય, ગણ. ૩; ૪૮-૫૧ : ૧૮; ૧૫, ૧૬.
પશુનાં પ્રથમજનિત અગર તેનો અવેજ, ગણ. ૧૮; ૧૮. સરખાવો નિર્ગ. ૧૩; ૧૨, ૧૩.

તેઓમાંથી ચુંટાએલાં માણસો :—
વસ્તીગણના કરવા, ગણ. ૧ ; ૮.
કનાનની જાસુસી કરવા, ગણ. ૧૩ ; ૭.
દેશની વહેંચણ કરવા, ગણ. ૩૪ ; ૨૬.
મિસરમાંથી નીકળતાં તેઓની સંખ્યા, ગણ. ૧ ; ૨૮, ૨૯ : ૨ ; ૬.
મંડપની પૂર્વ દિશામાં યહુદાહની સરદારી નીચે તેઓની છાવણી, ગણ. ૨ ; ૫.
મુસાફરી કરતી વખતે યહુદાહની હકુમત નીચે બીજે નંબરે ચાલતા, ગણ. ૧૦ ; ૧૪, ૧૫.
પ્રતિષ્ઠા સમયે તેઓનાં અર્પણો, ગણ. ૭ ; ૧૮-૨૩.
તેઓનાં કુટુંબો, ગણ. ૨૬ ; ૨૩, ૨૪.
કનાનમાં પ્રવેશ કરતી વખતે તેઓની સંખ્યા, ગણ. ૨૬ ; ૨૫.
આશીર્વાદને અર્થે આમેન કહેવા ગરીઝીમ પહાડ ઉપર ઉભા રહેતા, પુન. ૨૭ ; ૧૨.
તેઓના વારસાની સરહદ, યહો. ૧૯ ; ૧૭-૨૩.
સિસરા વિરૂદ્ધ દબોરાહ ઉઠી, ન્યા. ૫ ; ૧૫.
દાઉદે ઠરાવેલા અમલદારો, ૧ કાળ. ૨૭ ; ૧૮.
સુલેમાને ઠરાવેલા અમલદારો, ૧ રાજા. ૪ ; ૧૭.
દાઉદના રાજ્યાભિષેક સમયે તેઓની હાજરી, ૧ કાળ. ૧૨ ; ૩૨.
દાઉદના સમયમાં તેઓમાંના લડવૈયાની સંખ્યા, ૧ કાળ. ૭ ; ૨, ૫.
હિઝકીયાહના સમયમાં પાસ્ખા પર્વ પાળવા માટે ઘણા હાજર થયા, ૨ કાળ. ૩૦ ; ૧૮.
તેઓના પ્રખ્યાત પુરૂષો, ન્યા. ૧૦ ; ૧. ૧ કાળ. ૧૫ ; ૨૭.

**રક્ત, લોહી**—પશુનો જીવ છે, ઉત્પ. ૯ ; ૪. લેવી. ૧૭ ; ૧૧, ૧૪.
પ્રવાહી છે, પુન. ૧૨ ; ૧૬.
લાલ રંગનું છે, ૨ રાજા. ૩ ; ૨૨. યોએ. ૨ ; ૩૧.
સર્વ માનવજાત એકજ લોહીનાં છે, પ્રેરિ. ૧૭ ; ૨૬.
ખાવાની મના કરવામાં આવી :—
જળપ્રલય પછી માણસને, ઉત્પ. ૯ ; ૪.
નિયમ આપ્યો ત્યારે ઇસ્રાએલને, લેવી. ૩ ; ૧૭ : ૧૭ ; ૧૦, ૧૨.
અસલના ખ્રીસ્તીઓને, પ્રેરિ. ૧૫ ; ૨૦, ૨૯.
રક્ત સહિત ખાવાથી ઇસ્રાએલીઓ ગુનેહગાર થયા, ૧ શમૂ. ૧૪ ; ૩૨, ૩૩. હઝ. ૩૩ ; ૨૫.
જાનવરને ખાવા માટે કાપવામાં આવે તો રક્ત પૃથ્વીપર ઢોળવું તથા ઢાંકી દેવું, લેવી. ૧૭ ; ૧૩. પુન. ૧૨ ; ૧૬, ૨૪.
શિકારી પક્ષીઓ તેનાં ભોગી હોય છે, અયૂ. ૩૯ ; ૩૦.
શિકારી પ્રાણીઓ તેનાં ભોગી હોય છે, ગણ. ૨૩ ; ૨૪. ગીત. ૬૮ ; ૨૩.
મનુષ્યનું રક્ત :—
પાડવાની મના છે, ઉત્પ. ૯ ; ૫.
પાડનારને ઇશ્વર ધિક્કારે છે, દૃષ્ટાં. ૬ ; ૧૬, ૧૭.
દેશને અશુદ્ધ કરે છે, ગીત. ૧૦૬ ; ૩૮.
પાડવાને કારણે યહુદીઓ વારંવાર ગુનેહગાર થયા, યિર્મે. ૨૨ ; ૧૭. હઝ. ૨૨ ; ૪.
પાડનાર હમેશાં શાસન પામે છે, ઉત્પ. ૯ ; ૬.
આ દોષારોપથી નિર્દોષ થવાનો નમુનો, પુન. ૨૧ ; ૧ ૯.
તેનું મુલ્ય દેવને અર્પણ થઇ શકે નહિ, માત્થી ૨૭ ; ૬.
નિયમિત અર્પણો :—
પ્રાયશ્ચિત્તને અર્થે, નિર્ગ. ૩૦ ; ૧૦. લેવી. ૧૭ ; ૧૧.
શુદ્ધિકરણને અર્થે, હેબ્રી. ૯ ; ૧૩, ૧૯-૨૨.
કેવી રીતે છાંટવું તે, નિર્ગ. ૨૯ ; ૧૨. લેવી. ૪ ; ૭.
ખમીર સાથે અર્પણ ન થાય, નિર્ગ. ૨૩ ; ૧૮ : ૩૪ ; ૨૫.
પાપ દૂર કરવા અશક્ત છે, હેબ્રી. ૧૦ ; ૪.
મૂર્તિભક્તો રક્તનાં પેયાર્પણો કરે છે, ગીત. ૧૬ ; ૪.
ચિન્હ તરીકે પાણીનું લોહી થયું, નિર્ગ. ૪ ; ૩૦. સરખા. કલમ ૯.
ન્યાય તરીકે મિસરનાં પાણી લોહી થયાં, નિર્ગ. ૭ ; ૧૭-૨૧.
ખ્રીસ્તનું વહેવડાવેલું રક્ત, તેનાથી :—
ન્યાયી ઠરાવાયા, રૂમી. ૫ ; ૯.

પવિત્ર કરાયા, હેબ્રી. ૧૩ ; ૧૨.
ઉદ્ધાર પામ્યા, એફે. ૧ ; ૭.
પાપોનું નિવારણ છે, માત્થી ૨૬ ; ૨૮.
ખરીદ કરાયા, પ્રેરિ. ૨૦ ; ૨૮.
પાસે થયા, એફે. ૨ ; ૧૩.
શાંતિ છે, કલો. ૧ ; ૨૦.
શુદ્ધતા છે, ૧ યોહા. ૧ ; ૭.
જય છે, પ્રક. ૧૨ ; ૧૧.
નિર્જીવ કામોથી શુદ્ધ કરાયા, હેબ્રી. ૯ ; ૧૪.
લાક્ષણિક રીતે :—
(રક્તમાં પગ ધોવા) જયની નિશાણી, ગીત. ૫૮ ; ૧૦ : ૬૮ ; ૨૩.
( રક્તથી બાંધવું ) ઘાતકીપણું તથા નિર્દયતા, હબા. ૨ ; ૧૨.
( તેને માટે તૈયાર કરવું ) નાશને માટે તૈયાર કરવું, હઝ. ૩૫ ; ૬.
( તેનું લોહી તારે માથે ) ગુનેહગાર તરીકે, લેવી. ૨૦; ૯. ૨ શમૂ. ૧ ; ૧૬. હઝ. ૧૮; ૧૩.
( પીવાને આપવું ) સખત ન્યાય, હઝ. ૧૬ ; ૩૮. પ્રક. ૬ ; ૧૬.

**રણશિંગડાં**—એક પ્રકારનું વાદ્ય, ૧ કાળ. ૧૩ ; ૮.
રણશિંગ કહેવાય છે, ૨ કરીં. ૧૫ ; ૫૨.
બનાવવામાં આવે છે :—
મેંઢાના શિંગનાં, યહો. ૬ ; ૪.
રૂપાનાં, ગણ. ૧૦ ; ૨.
તેનો સાદ બરાબર ઓળખવો જોઇએ, ૧ કરીં. ૧૪ ; ૮.
વાપરતા હતા :—
ઇસ્રાએલપુત્રોને મુસાફરીની તૈયારી કરવાની ખબર આપવા માટે, ગણ. ૧૦ ; ૨, ૫, ૬.
સભા બોલાવવા માટે, ગણ. ૧૦ ; ૨, ૩, ૭.
ઉત્સાહના દિવસોમાં યજ્ઞ કરતી વખતે, ગણ. ૧૦ ; ૧૦. ગીત. ૮૧ ; ૩.
ધર્મને અંગે થતાં માંગળિક કાર્યો પ્રસંગે, ૧ કાળ. ૧૩ ; ૮ : ૧૫ ; ૨૪, ૨૮. ૨ કાળ. ૫ ; ૧૩ : ૧૫ ; ૧૪.
લડાઇને માટે લોકોને ભેગા કરવા, ન્યા. ૩; ૨૭.
લડાઇમાં ભયસૂચક નિશાણી કરવા, ગણ. ૧૦ ; ૯ : ૩૧ ; ૬, ૭.
રાજાઓના અભિષિક્ત પ્રસંગે, ૨ રાજા. ૯ ; ૧૩ : ૧૧ ; ૧૪.
આવી પડેલાં ભય, ધાસ્તી જાહેર કરવા, હઝ. ૩૩ ; ૨-૬.
મંડપના સંબંધને અર્થે મુસાએ ખાસ બે બનાવ્યા, ગણ. ૧૦ ; ૨.
મંદિરની સેવા અર્થે સુલેમાને ઘણાં બનાવ્યાં, ૨ કાળ. ૫ ; ૧૨.
યાજકો વગાડતા હતા, ગણ. ૧૦ ; ૮. ૨ કાળ. ૫ ; ૧૨ : ૭ ; ૮.
શિંગડાના પર્વ સમયે ખાસ વગાડતા હતા, લેવી. ૨૩ ; ૨૪. ગણ. ૨૯ ; ૧.
જ્યુબીલીનું વર્ષ બેસતું ત્યારે વગાડતા, લેવી. ૨૫ ; ૯.
તેની સાથે સંબંધ ધરાવતા ચમત્કારો :—
યરેખોના કોટનું પડી જવું, યહો. ૬ ; ૨૦.
નિયમ આપતી વખતે સિનાય પહાડ પર તેમનો અવાજ સંભળાયો, નિર્ગ. ૧૯; ૧૬: ૨૦; ૧૮.
તેના અવાજે કરીને મિદ્યાનીઓના લશ્કરમાં ઘોંટાળો થયો, ન્યા. ૭ ; ૧૬, ૨૨.
લડાઇમાં ઘોડા, તેનો ધ્વનિ સમજતા, અયૂ. ૩૯ ; ૨૪, ૨૫.
તેના અવાજનો લાક્ષણિક અર્થ :—
મરેલાંને ઉઠાડવામાં દેવના પરાક્રમને, ૧ કરીં. ૧૫ ; ૫૨. ૧ થેસ્સા. ૪ ; ૧૬.
સુવાર્તાના પ્રસારને, ગીત. ૮૯ ; ૧૫.
સેવકોના વિશ્વાસ તથા હિમ્મતભર્યા બોધને, યશા. ૫૮ ; ૧. હોશી. ૮ ; ૧. યોએ. ૨ ; ૧.
ભવિષ્યના ન્યાયને, પ્રક. ૮ ; ૨, ૧૩.

**રફાઇઓ કે રાક્ષસો**—કદોરલાઓમેરથી હાર પામ્યા, ઉત્પ. ૧૪ ; ૫.
કનાનમાં રહેતા હતા, યહો. ૧૭ ; ૧૫.
બાશાનનો રાજા ઓગ તેઓમાંનો એક હતો, યહો. ૧૩ ; ૧૨.
રફાઇમની ખીણ :
યહુદાહની સરહદ હતી, યહો. ૧૫ ; ૮.
ફળદ્રુપ હતી, યશા. ૧૭ ; ૫.
તેના નીચાણમાં પલિસ્તીઓને દાઉદે માર્યા, ૨ શમૂ. ૫ ; ૧૮, ૨૫.

રાજા પ્રત્યે વાસ્તવિક પ્રેમ, ૨ શમૂ. ૩ ; ૩૬ : ૧૫ ; ૨૧ : ૨૦ ; ૨.
રાજાનું કામ, ૧ શમૂ. ૨૧ ; ૮ : ૨ ; ૪૯. ગણ. ૧૬ ; ૯.
રાજાનો બદલો, ૨ શમૂ. ૧૯ ; ૩૨-૩૬. માત્થી ૨૫ ; ૪૦.
રાજાની સમક્ષતા, નહે. ૨ ; ૧. એસ્તે. ૪ ; ૨ : ૫ ; ૧. ગીત. ૧૬ ; ૧૧. હઝ. ૪૬ ; ૧૦. ૨ શમૂ. ૩ ; ૧૭, ૧૮.

**રાજા**—આ રાજા તે કોણ? ગીત. ૨૪ ; ૯, ૧૦.
યહોવાહ સદાકાળનો રાજા છે, ગીત. ૧૦ ; ૧૬.
દેવ આખી પૃથ્વીનો રાજા છે, ગીત. ૪૭ ; ૭.
અમારો રાજા તે ઇસ્રાએલના પવિત્રનો છે, ગીત. ૮૯ ; ૧૮.
મારો દેવ, મારો રાજા, ગીત. ૬૮ ; ૨૪.
હે મારા રાજા ને મારા દેવ, ગીત. ૫ ; ૨.
યહોવાહ…રાજા થશે, ઝખા. ૧૪ ; ૯.
યહોવાહ આપણો રાજા છે, યશા. ૩૩ ; ૨૨.
ઇશ્વર મારો રાજા છે, ગીત. ૭૪ ; ૧૨.
જે રાજા જન્મ્યો તે ક્યાં છે? માત્થી ૨ ; ૨.
ઇસુ રાજા, માત્થી ૨૭ ; ૩૭. પ્રેરિ. ૧૭ ; ૭.
ભક્તોનો રાજા, પ્રક. ૧૫ ; ૩.
રાજાઓનો રાજા, પ્રક. ૧૭ ; ૧૪. ૧ તીમો. ૬ ; ૧૫.

તેનો ચહેરો :—
તારા સેવક પર તારા મુખનો પ્રકાશ પાડ, ગીત. ૩૧ ; ૧૬.
તારા મુખનો પ્રકાશ પાડ, એટલે અમે બચીશું, ગીત. ૮૦ ; ૭.
હું તારૂં મુખ જોઇશ, ગીત. ૧૭ ; ૧૫.
તેનું મોં સુરજના જેવું તેજસ્વી થયું, માત્થી ૧૭ ; ૨.
તેનો ચહેરો વિજળીના જેવો દેખાતો હતો, દાની. ૧૦ ; ૬.
તેનો દેખાવ લબાનોનના જેવો છે, સુ. ગી. ૫ ; ૧૫.
તે તદ્દન મનોહર છે, સુ. ગી. ૫ ; ૧૬.

તેનો સાદ :—
ઘણાં પાણીના જેવો, પ્રક. ૧ ; ૧૫.
ઘણાં મોજાઓના ધમકારા જેવી વાણી, હઝ. ૪૩ ; ૨.
સમુદાયના અવાજ જેવો, દાની. ૧૦ ; ૬.
માહાત્મ્યથી ભરપૂર, ગીત. ૨૯ ; ૪.
વળી વાંચો, ગીત. ૨૯.

તેના પગ :—
ચળકતા પિત્તળ જેવા, પ્રક. ૨ ; ૧૫.
વાદળો તેના પગની રજ છે, નાહૂ. ૧ ; ૩.
જૈતુન પર્વત પર ઉભા રહેશે, ઝખા. ૧૪ ; ૪.
તેના પગ પાસે પડયા, માત્થી ૨૩ ; ૯.
આંસુથી ધોયા, લુક ૭ ; ૩૮.
ઇસુના પગ આગળ બેઠી, લુક ૧૦ ; ૩૯.
મારા હાથ તથા પગ જુઓ, લુક ૨૪ ; ૨૯.
તેઓએ મારા હાથ તથા પગ વિંધ્યા, ગીત. ૨૨ ; ૧૬.
સઘળાં તેના પગો તળે નાખ્યાં, એફે. ૧ ; ૨૨.

તેનું મોં :—
અત્યંત મધુર, સુ. ગી. ૫ ; ૧૬.
મુખનાં ચુંબનો, સુ. ગી. ૧ ; ૧.
મુખમાં કપટ નહોતું, યશા. ૫૩ ; ૯.
તેના મોંથીજ સાંભળ્યું છે, લુક ૨૨ ; ૨.
વાદળી શિરકાએ ભરીને તેના મોં આગળ ધરી, યોહા. ૧૯ ; ૨૯.
તેના મોંમાંથી બેધારી પાણીદાર તરવાર નીકળતી હતી, પ્રક. ૧ ; ૧૬.
કૃપાની વાતો તેના મોંમાંથી નીકળી, લુક ૪ ; ૨૨.

તેની આંખ :—
હોલા જેવી, સુ. ગી. ૫ ; ૧૨.
અગ્નિની જ્વાળા સરખી, પ્રક. ૧ ; ૧૪ : ૧૯ ; ૧૨.
બળતી બત્તીઓ જેવી, દાની. ૧૦ ; ૬.

તેનું મસ્તક :—
ઉત્તમ પ્રકારના સોના જેવું, સુ. ગી. ૫ ; ૧૧.
માથું ટેકવવાને ઠામ નથી, માત્થી ૮ ; ૨૦.
સોટી લઇને તેના માથામાં મારી, માત્થી ૨૭ ; ૩૦.
કાંટાનો મુગટ ગુંથીને તેના માથા પર મુક્યો, માત્થી ૨૭ ; ૨૯.
તેના માથા પર ઘણા મુગટ છે, પ્રક. ૧૯ ; ૧૨.

તેના હાથ :—

પિત્તમણી જડિત સોનાની વીંટીઓ જેવા, સુ. ગી. ૫ ; ૧૪.

કોઇ તેનો હાથ અટકાવી શકતો નથી, દાની. ૪ ; ૩૫.

તેણે સઘળું તેના હાથમાં સોંપ્યું, યોહા. ૩ ; ૩૫.

તારા પર ભરોસો રાખનારને તારા જમણા હાથ વડે બચાવે છે, ગીત. ૧૭ ; ૭.

તારા જમણા હાથે મને ઉંચકી રાખ્યો છે, ગીત. ૧૮ ; ૩૫.

તેઓએ મારા હાથ વિંધ્યા, ગીત. ૨૨ ; ૧૬.

તેણે પોતાના હાથ પસારીને તેઓને આશીર્વાદ દીધો, લુક ૨૪ ; ૫૦.

મેં તને હથેલીપર કોતરી છે, યશા. ૪૯ ; ૧૬.

તેના હોઠ :—

ગુલછડીઓ જેવા તેના હોઠ છે, સુ. ગી. ૫ ; ૧૩.

તારા હોઠો પર અનુગ્રહ રેડેલો છે, ગીત. ૪૫ ; ૧.

મધુકોષ જેવા, સુ. ગી. ૫ ; ૧.

તેના હોઠ કોપથી ભરેલા છે, યશા. ૩૦ ; ૨૭.

તેનું નામ :—

રેડાતા અત્તર જેવું, સુ ગી. ૧ ; ૩.

દેવથી અપાએલું, ફીલી. ૨ ; ૯.

તેનું નામ—કહેવાશે, યશા. ૯ ; ૬.

તેનું નામ દેવનો શબ્દ, યોહા. ૧ ; ૧. પ્રક. ૧૯ ; ૧૩.

તેઓના કપાળ ઉપર તેનું નામ, પ્રક. ૨૨ ; ૪.

તું તેનું નામ ઇસુ પાડશે, માત્થી ૧ ; ૨૧.

તે પોતે :—

તેનું કંઇ પણ રહેશે નહિ, દાની. ૯ ; ૨૬.

મારે સારૂ પોતાને આપ્યો, ગલા. ૨ ; ૨૦.

આપણાં પાપને સારૂ પોતાને આપ્યો, ગલા. ૧ ; ૪.

તેણે પોતે અર્પણ થયાથી, હેબ્રી. ૭ ; ૨૭.

તેણે (પોતે) દુ:ખો ભોગવ્યાં, હેબ્રી. ૨ ; ૧૮.

પોતા સંબંધીની વાતનો ખુલાસો કરી બતાવ્યો, લુક ૨૪ ; ૨૭.

પ્રભુ પોતે આકાશથી ઉતરશે, ૧ થેસ્સા. ૪ ; ૧૬.

**રાજાઓ**—રાજા શોધવાને માટે ઇસ્રાએલને આપેલી અગમચેતી, ૧ શમૂ. ૮ ; ૯-૧૮.

રાજા માગવામાં ઇસ્રાએલનું પાપ, ૧ શમૂ. ૧૨ ; ૧૭-૨૦.

રાજા માગવામાં, ઇશ્વર જે તેઓનો રાજા તેનો નકાર કરવામાં આવ્યો, ૧ રાજા. ૮ ; ૭ : ૧૦ ; ૧૯.

ઇસ્રાએલે એ માટે માગ્યો કે એક દેશજાતિ થાય, ૧ શમૂ. ૮ ; ૫, ૧૯, ૨૦.

પહેલો રાજા મળ્યો, તે ક્રોધમાં મળ્યો, હોશી. ૧૩ ; ૧૧.

ઇશ્વરે આગળથી સૂચના આપી કે, જેને હું પસંદ કરૂં તેનેજ તમે રાજા ઠરાવજો, પુન. ૧૭; ૧૩, ૧૫. ૧ શમૂ. ૯ ; ૧૬, ૧૭ : ૧૬ ; ૨૨.

ઇસ્રાએલમાં પ્રથમ નિમાયો પણ વંશપરંપરાને માટે નહિ, પુન. ૧૭ ; ૨૦. સરખા. ૧ શમૂ. ૧૩ ; ૧૩, ૧૪ : ૧૫ ; ૨૮, ૨૯.

દાઉદના કુટુંબને વંશપરંપરાને માટે પસંદ કરવામાં આવ્યું, ૨ શમૂ. ૭ ; ૧૨-૧૬. ગીત. ૮૯ ; ૩૫-૩૭.

ઇસ્રાએલના રાજા પરદેશી નહોતા, પુન. ૧૭ ; ૧૫.

રાજ્યબંધારણના નિયમો શમૂએલથી લખાયા, ૧ શમૂ. ૧૦ ; ૨૫.

વધારે રાખવાની મના કરી :—

ઘોડાઓ, પુન. ૧૭ ; ૧૬.

સ્ત્રીઓ, પુન. ૧૭ ; ૧૭.

દ્રવ્ય, પુન. ૧૭ ; ૧૭.

નિયમશાસ્ત્રની એક પ્રત લખીને પાસે રાખવાની ફરજ પાડી, પુન. ૧૭ ; ૧૮-૨૦.

લડાઇ તથા શાંતિ કરવાનો હક હતો, ૧ શમૂ. ૧૧ ; ૫–૭.

ઘણી વાર પોતાનો અધિકાર ક્રુરતા કરવામાં વાપર્યો, ૧ શમૂ. ૨૨ ; ૧૭, ૧૮. ૨ શમૂ. ૧ ; ૧૫ : ૪ ; ૯–૧૨. ૧ રાજા. ૨ ; ૨૩, ૨૫, ૩૧.

રાજાભિષેકક્રિયાની હકીકત :—

અભિષિક્ત કરવું, ૧ શમૂ. ૧૦ ; ૧ : ૧૬ ; ૧૩. ગીત. ૮૯ ; ૨૦.

મુગટ મુકવો, ૨ રાજા. ૧૧ ; ૧૨. ૨ કાળ. ૨૩ ; ૧૧. ગીત. ૨૧ ; ૩.

રણશિંગડાં વગાડી જાહેર કરવું, ૨ શમૂ. ૧૫ ; ૧૦. ૧ રાજા. ૧ ; ૩૪. ૨ રાજા. ૯ ; ૧૩ : ૧૧ ; ૧૪.

રાજાસન પર બિરાજવું, ૧ રાજા. ૧ ; ૩૫, ૪૬. ૨ રાજા. ૧૧ ; ૧૯.

તરવાર કમ્મરે બાંધવી, ગીત. ૪૫ ; ૩.

નિયમશાસ્ત્રનું પુસ્તક હાથમાં મૂકતા, ૨ રાજા. ૧૧ ; ૧૨. ૨ કાળ. ૨૩ ; ૧૧.

નિયમસર રાજા થવાને કોલકરાર કરવામાં આવે, ૨ શમૂ. ૨ ; ૩.

પ્રણામ કરવામાં આવતા, ૧ શમૂ. ૧૦ ; ૧. ૧ કાળ. ૨૯ ; ૨૪.

"રાજાનો જયજયકાર થાઓ" એમ પોકારતા, ૧ શમૂ. ૧૦ ; ૨૪. ૨ શમૂ. ૧૬ ; ૧૬. ૨ રાજા. ૧૨ ; ૧૨.

દહનીયાર્પણો ચઢાવવામાં આવતાં, ૧ શમૂ. ૧૧ ; ૧૫.

જમણ કરવામાં આવતું, ૧ કાળ. ૧૨ ; ૩૮, ૩૯ : ૨૯ ; ૨૨.

અંગરક્ષકો રાખવામાં આવતા, ૧ શમૂ. ૧૩ ; ૨. ૨ શમૂ. ૮ ; ૧૮. ૧ કાળ. ૧૧ ; ૨૫. ૨ કાળ. ૧૨ ; ૧૦.

મહેલમાં રહેતા, ૨ કાળ. ૯ ; ૧૧. ગીત. ૪૫ ; ૧૫.

રાજપોષાક ધારણ કરતા, ૧ રાજા. ૨૨ ; ૩૦. માત્થી ૬ ; ૨૯.

ગાદીએ બેસતી વખતે, કેટલીક વાર, નામ બદલવામાં આવતાં હતાં, ૨ રાજા. ૨૩ ; ૩૪ : ૨૪ ; ૧૭.

તેના હાથ નીચેના હોદ્દેદારો :—

મુખ્ય પ્રધાન, ૨ કાળ. ૧૯ ; ૧૧. સરખા. ૨ કાળ. ૨૮ ; ૭.

મુખ્ય મંત્રી, ૧ કાળ. ૨૭ ; ૩૩.

ખાસ મિત્ર, ૧ રાજા. ૪ ; ૫. ૧ કાળ. ૨૭ ; ૩૩.

ઘરકારભારી, ૧ રાજા. ૪ ; ૬. ૨ કાળ. ૨૮ ; ૭.

ચિટણીસ, ૨ શમૂ. ૮ ; ૧૭. ૧ રાજા. ૪ ; ૩.

સેનાધિપતિ, ૨ શમૂ. ૮ ; ૧૬. ૧ રાજા. ૪ ; ૪.

રક્ષકોનો ઉપરી, ૨ શમૂ. ૮ ; ૧૮ : ૨૦ ; ૨૩.

ઇતિહાસક, ૨ શમૂ. ૮ ; ૧૬. ૨ રાજા. ૪ ; ૩.

રાજાના ઘરનો ખોરાક પૂરો પાડનાર, ૧ રાજા. ૪ ; ૭-૧૯.

પોષાકખાતાનો ઉપરી, ૨ રાજા. ૨૨ ; ૧૪. ૨ કાળ. ૩૪ ; ૨૨.

ખજાનચી, ૧ કાળ. ૨૭ ; ૨૫.

કિલ્લાના ભંડારનો ઉપરી, ૧ કાળ. ૨૭ ; ૨૫.

વસુલાતખાતાનો અધિકારી, ૧ રાજા. ૪ ; ૬ : ૧૨ ; ૧૮.

રાજકીય ખેતીકામનો ઉપરી, ૧ કાળ. ૨૭ ; ૨૬.

રાજકીય દ્રાક્ષવાડીનો ઉપરી, ૧ કાળ. ૨૭ ; ૨૭.

રાજકીય બાગાયતનો ઉપરી, ૧ કાળ. ૨૭ ; ૨૮.

રાજકીય ઢોરઢાંકનો ઉપરી, ૧ શમૂ. ૨૧ ; ૭. ૧ કાળ. ૨૭ ; ૨૯.

રાજકીય ઊંટોનો ઉપરી, ૧ કાળ. ૨૭ ; ૩૦.

રાજકીય ઘેટાંબકરાંનો ઉપરી, ૧ કાળ. ૨૭ ; ૩૧.

શસ્ત્રવાહક, ૧ શમૂ. ૧૬ ; ૨૧.

પાત્રવાહક, ૧ રાજા. ૧૦ ; ૫. ૨ કાળ. ૯ ; ૪.

પૂજ્ય ગણાતા, ૧ શમૂ. ૨૪ ; ૮. ૨ શમૂ. ૯ ; ૮ : ૧૪ ; ૨૨. ૧ રાજા. ૧ ; ૨૩.

પરદેશીઓ નજરાણાં લાવતા, ૧ રાજા. ૧૦ ; ૨, ૧૦, ૨૫. ૨ રાજા. ૫ ; ૫. માત્થી ૨ ; ૧૧.

જમણે હાથ (માનની જગા), ૧ રાજા. ૨ ; ૧૯. ગીત. ૪૫ ; ૯ : ૧૧૦ ; ૧.

તેની સાથે રહેનારા, તેની સન્મુખ ઉભા રહેતા, ૧ રાજા. ૧૦ ; ૮. ૨ રાજા. ૨૫ ; ૧૯.

આગતાસ્વાગતા કરવામાં આવી, ૧ શમૂ. ૨૦ ; ૨૫-૨૭. ૨ શમૂ. ૯ ; ૭-૧૩ : ૧૯ ; ૩૩. ૧ રાજા. ૪ ; ૨૨, ૨૩, ૨૮.

તેઓની આવક :—

લોકો રાજીખુશીથી નજરાણું લાવતા, ૧ શમૂ. ૧૦ ; ૨૭. સરખાવો ૧ શમૂ. ૧૬ ; ૨૦.

૧ કાળ. ૧૨ ; ૩૯, ૪૦.
પરદેશીઓ તરફથી ખંડણી અપાતી, ૧ રાજા. ૪ ; ૨૧, ૨૪, ૨૫. ૨ કાળ. ૮ ; ૮ : ૧૭ ; ૧૧.
જમીનવેરો, ૧ રાજા. ૪ ; ૭-૧૯.
પરદેશી વેપાર પર કર, ૧ રાજા. ૧૦ ; ૧૫.
તેઓનાં પોતાનાં ઢોરઢાંક તથા ઘેટાંબકરાંની ઉપજ, ૨ કાળ. ૩૨ ; ૨૯.
તેઓની પોતાની જમીનની ઉપજ, ૨ કાળ. ૨૬ ; ૧૦.
કેટલીક વાર પોતા પછી થનારને માટે આગળથી ગોઠવણ કરેતા, ૧ રાજા. ૧ ; ૩૩, ૩૪. ૨ કાળ. ૧૧ ; ૨૨, ૨૩.
ઇશ્વરનો નિયમ તોડયાને કારણે શિક્ષા આપવામાં આવતી, ૨ શમૂ. ૧૨ ; ૭-૧૨. ૧ રાજા. ૨૧ ; ૧૮-૨૪.
સર્વ ઇસ્રાએલ ઉપર રાજ કરનારા :—
શાઉલ, ૧ શમૂ. ૧૧ ; ૨૫ થી ૧ શમૂ. ૩૧. ૧ કાળ. ૧૦.
દાઉદ, ૨ શમૂ. ૨ ; ૪થી ૧ રાજા. ૨ ; ૧૧. ૧ કાળ. ૧૧ થી ૨૯ સુધી.
સુલેમાન, ૧ રાજા. ૧ ; ૩૯થી ૧ રાજા. ૧૧ ; ૪૩ સુધી. ૨ કાળ. ૧-૯.
રહાબઆમ (શરૂઆતમાં થોડાં વરસ), ૧ રાજા. ૧૨ ; ૧-૨૦. ૨ કાળ. ૧૦ ; ૧-૧૬.
યહુદાહના રાજાઓનાં નામ :—
રહાબઆમ ( પાછલાં વરસ ), ૧ રાજા. ૧૨ ; ૨૧-૨૪ : ૧૪ ; ૨૧-૩૧. ૨ કાળ. ૧૦ ; ૧૭ થી ૧૨ સુધી.
અબીયાહ, ૧ રાજા. ૧૫ ; ૧-૮. ૨ કાળ. ૧૩.
આસા, ૧ રાજા. ૧૫ ; ૯-૨૪. ૨ કાળ. ૧૪-૧૬ ; ૨૪.
યહોશાફાટ, ૧ રાજા. ૨૨ ; ૪૧-૫૦. ૨ કાળ. ૧૭-૨૧ ; ૧.
યહોરામ કે યોરામ, ૨ રાજા. ૮ ; ૧૬-૨૪. ૨ કાળ. ૨૧.
અહાઝયાહ, ૨ રાજા. ૮ ; ૨૫-૨૯ : ૯ ; ૧૬ ; ૨૯. ૨ કાળ. ૨૨ ; ૧-૯.
અથાલ્યાહ, ૨ રાજા. ૧૧ ; ૧-૩. ૨ કાળ. ૨૨ ; ૧૦-૧૨.
યોઆશ કે યહોઆશ, ૨ રાજા. ૧૧ ; ૪ થી ૧૨. ૨ કાળ. ૨૩-૨૪.
અમાસ્યાહ, ૨ રાજા. ૧૪ ; ૧-૨૦. ૨ કાળ. ૨૫.
ઉઝીયા કે અઝાર્યાહ, ૨ રાજા. ૧૪ ; ૨૧, ૨૨ : ૧૫ ; ૧-૭. ૨ કાળ. ૨૬.
યોથામ, ૨ રાજા. ૧૫ ; ૩૨-૩૮. ૨ કાળ. ૨૭.
આહાઝ, ૨ રાજા. ૧૬. ૨ કાળ. ૨૮.
હિઝકીયાહ, ૨ રાજા. ૧૮-૨૦. ૨ કાળ. ૨૯-૩૨.
મનાશ્શેહ, ૨ રાજા. ૨૧ ; ૧-૧૮. ૨ કાળ. ૩૩ ; ૧-૨૦.
આમોન, ૨ રાજા. ૨૧ ; ૧૯-૨૬. ૨ કાળ. ૩૩ ; ૨૧-૨૫.
યોશીયાહ, ૨ રાજા. ૨૨, ૨૩ ; ૧-૩૦. ૨ કાળ. ૩૪-૩૫.
યહોઆહાઝ કે શાલ્લૂમ, ૨ રાજા. ૨૩ ; ૩૧-૩૩. ૨ કાળ. ૩૬ ; ૧-૪.
યહોયાકીમ, ૨ રાજા. ૨૩ ; ૩૪-૩૭ : ૨૪ ; ૧-૬. ૨ કાળ. ૩૬ ; ૫-૮.
યહોયાખીન, ૨ રાજા. ૨૪ ; ૮-૧૬. ૨ કાળ. ૩૬ ; ૯, ૧૦.
સિદકીયાહ, ૨ રાજા. ૨૪ ; ૧૭-૨૦ : ૨૫ ; ૧-૭. ૨ કાળ. ૩૬ ; ૧૧-૨૧.

ઇસ્રાએલના રાજાઓનાં નામ :—
યરોબઆમ, ૧ રાજા. ૧૨ ; ૨૦, ૨૫ થી ૧૪ ; ૨૦.
નાદાબ, ૧ રાજા. ૧૫ ; ૨૫-૨૭, ૩૧.
બાઅશા, ૧ રાજા. ૧૫ ; ૨૮-૩૪ : ૧૬ ; ૧-૭.
એલાહ, ૧ રાજા. ૧૬ ; ૮-૧૪.
ઝીમ્રી, ૧ રાજા. ૧૬ ; ૧૧, ૧૨, ૧૫, ૨૦.
ઓમ્રી, ૧ રાજા. ૧૬ ; ૨૩-૨૮.
આહાબ, ૧ રાજા. ૧૬ ; ૨૯-૨૨ ; ૪૦.
અહાઝયાહ, ૧ રાજા. ૨૨ ; ૫૧-૫૩. ૨ રાજા. ૧.
યહોરામ કે યોરામ, ૨ રાજા. ૩-૯ ; ૨૬.
યેહૂ, ૨ રાજા. ૯ ; ૩-૧૦ ; ૨૬.
યહોઆહાઝ, ૨ રાજા. ૧૩ ; ૧-૯.
યોઆશ કે યહોઆશ, ૨ રાજા. ૧૩ ; ૧૦-૨૫ : ૧૪ ; ૮-૧૬.

ન્યાયી બોલે છે, દૃષ્ટાં. ૧૬ ; ૧૦.
નેક હોઠો આનંદરૂપ છે, દૃષ્ટાં. ૧૬ ; ૧૩.
દુષ્ટ કર્મ કંટાળારૂપ છે, દૃષ્ટાં. ૧૬ ; ૧૨.
પોતાની આંખે ભુંડાઇ વિખેરી નાખે છે, દૃષ્ટાં. ૨૦ ; ૮.
દુષ્ટોને સજા આપે છે, દૃષ્ટાં. ૨૦ ; ૨૬.
બુદ્ધિથી વર્તનાર તરફ કૃપા રાખે છે, દૃષ્ટાં. ૧૪ ; ૩૫.
ઉદ્યોગી તેનાથી માન પામે છે, દૃષ્ટાં. ૨૨ ; ૨૯.
સારો માણુસ તેનો મિત્ર થાય છે, દૃષ્ટાં. ૨૨; ૧૧.
શાણો માણુસ રાજાના ક્રોધને શાંત પાડે છે, દૃષ્ટાં. ૧૬ ; ૧૪: ૨૫ ; ૧૫.

દુષ્ટ સલાહકારોને તેની હજુરમાંથી દૂર કરો, ૨ કાળ. ૨૨ ; ૩, ૪. સરખા. દૃષ્ટાં. ૨૫ ;૫.
પોતાના વિચારમાં પણ તેને શ્રાપ દેવો નહિ, નિર્ગ. ૨૨ ; ૨૮. સભા. ૧૦ ; ૨૦.
તે સંબંધી જુઠું બોલવું નહિ, અયૂ. ૩૪ ; ૧૮. ૨ પીત. ૨ ; ૧૦.
તેમના કર ભરી આપવા, માત્થી ૨૨ ; ૨૧. રૂમી. ૧૩ ; ૬, ૭.
તેની આગળ છાતી કાઢવી નહિ, દૃષ્ટાં. ૨૫; ૬.

તેઓને આપવું જોઇએ :—
સન્માન, રૂમી. ૧૩ ; ૭. ૧ પીત. ૨ ; ૧૭.
બીક રાખવી, દૃષ્ટાં. ૨૪ ; ૨૧.
તેને ઘટતું માન, ૧ શમૂ. ૨૪ ; ૮. ૧ રાજા. ૧ ; ૨૩, ૩૧.
આજ્ઞાંકિત થવું, રૂમી. ૧૩ ; ૧, ૫. ૧ પીત. ૨ ; ૧૩.
તેઓને માટે પ્રાર્થના કરવી, ૧ તીમો. ૨ ; ૧, ૨.

તેઓની વિરૂદ્ધ :—
થવામાં મૂર્ખતા છે, દૃષ્ટાં. ૧૯ ; ૧૨ : ૨૦ ; ૨.
થનારને શિક્ષા મળશે, રૂમી. ૧૩ ; ૨.
પોતાનો હાથ લાંબો કરવામાં ભય છે, ૧ શમૂ. ૨૬ ; ૯. ૨ શમૂ. ૧ ; ૧૪.

દેહ પ્રમાણે ચાલનાર તેઓને તુચ્છ માને છે, ૨ પીત. ૨ ; ૧૦. યહુદા ૮.

સારાઓના દાખલા—દાઉદ, ૨ શમૂ. ૮ ; ૧૫. આસા, ૧ રાજા. ૧૫ ; ૧૧. યહોશાફાટ, ૧ રાજા. ૨૨ ; ૪૩. અમાસ્યાહ, ૨ રાજા. ૧૫ ; ૩. ઉઝઝીયાહ, ૨ રાજા. ૧૫ ; ૩૪. હિઝકીયાહ. ૨ રાજા. ૧૮ ; ૩. યોશીયાહ. ૨ રાજા. ૨૨ ; ૨. મનાશ્શેહ, ૨ કાળ. ૩૩ ; ૧૨–૧૬.

**રાત કે રાત્રી**—પહેલાં અંધારાને કહેવામાં આવ્યું, ઉત્પ. ૧ ; ૫.
ઇશ્વરના કર્યાથી થાય છે, ગીત. ૧૦૪ ; ૨૦.
ઇશ્વરની છે, ગીત. ૭૪ ; ૧૬.
આકાશી જ્યોતિઓ રાતદિવસની ભિન્નતા બતાવે છે, ઉત્પ. ૧ ; ૧૪.
ચંદ્ર તથા તારાઓ તેના પર અધિકાર ચલાવે છે, તથા અજવાળું આપે છે, ઉત્પ. ૧ ; ૧૬-૧૮. યિર્મે. ૩૧ ; ૩૫.
સૂર્યાસ્તથી તેની શરૂઆત થાય છે, ઉત્પ. ૨૮ ; ૧૧.
સૂર્યોદય સુધી રહે છે, ગીત. ૧૦૪ ; ૨૨. માત્થી ૨૮ ; ૧. સરખા. માર્ક ૧૬ ; ૨.

નિયમિત વ્યવસ્થા થઇ :—
કરાર કરવાથી, ઉત્પ. ૮ ; ૨૨. યિર્મે. ૩૩ ; ૨૦.
પ્રભુના ગૌરવને અર્થે, ગીત. ૧૯ ; ૨.

પ્રાચિન કાળે તેના ત્રણ વિભાગ કરેલા હતા, વિલા. ૨ ; ૧૯. સરખા. ન્યા. ૭ ; ૧૯. નિર્ગ. ૧૪ ; ૨૪.
રૂમી લોકોએ ચાર વિભાગ પાડયા, લુક ૧૨ ; ૩૮. સરખા. માત્થી ૧૪ ; ૨૫. માર્ક ૧૩ ; ૩૫.

વારંવાર :—
ઘોર અંધારૂં થતું, દૃષ્ટાં. ૭ ; ૯.
ટાઢ તથા હીમ પડતાં, ઉત્પ. ૩૧ ; ૪૦. યિર્મે. ૩૬ ; ૩૦.
પુષ્કળ ઝાકળ પડતો, ગણ. ૧૧; ૯. ન્યા. ૬ ; ૩૮,૪૦. અયૂ. ૨૯ ; ૧૯. સુ.ગી. ૫ ; ૨.

રાતની વખતે કામ થતું નથી, યોહા. ૯ ; ૪.
રાતની વખતે મુસાફરી કરાતી નથી, યોહા. ૧૧ ; ૧૦.
વિશ્રાંતિને અર્થે ઠરાવેલી છે, ગીત. ૧૦૪ ; ૨૩.

પિડાતાને કંટાળાદાયક છે, અયૂ. ૭ ; ૩, ૪.
દુષ્ટતા સાધવા માટે પૂજ્ય ગણાય છે, ઉત્પ. ૩૧ ; ૩૯. અયૂ. ૨૪; ૧૪, ૧૫. ઓબા. ૫. ૧ થેસ્સા. ૫ ; ૨.
શિકારી પ્રાણીઓ શિકારની શોધમાં નીકળે છે, ૨ શમૂ. ૨૧ ; ૧૦. ગીત. ૧૦૪ ; ૨૧, ૨૨.
યહુદી લોકો :—
મજુરીના પૈસા તે પહેલાં આપી દેતા, લેવી. ૧૯ ; ૧૩.
દેહાંતદંડની લાશ તે પહેલાં ઉતારી લેતા, પુન. ૨૧ ; ૨૩.
સતાવણીના સમયમાં, ખેદ તથા નમનતામાં કાઢતા, ગીત. ૬ ; ૬ : ૩૦ ; ૫. યોએ. ૧ ; ૧૩.
સંકટના સમયમાં પ્રાર્થના કરવામાં ગાળતા, ગીત. ૨૨ ; ૨.
ઘણી વાર બત્તીઓ સળગતી રાખતા, દૃષ્ટાં. ૩૧ ; ૧૮.
પૂર્વ તરફના ભરવાડો પોતાનાં ટોળાંને સાચવતાં ઉજાગરો કરતા, ઉત્પ. ૩૧ ; ૪૦. લુક ૨ ; ૮.
પૂર્વ તરફના માછીઓ માછલાં પકડવામાં આખી રાત કહાડતા હતા, લુક ૫ ; ૫. યોહા. ૨૧ ; ૩.
ઇશ્વર વારંવાર :—
પોતાની ઇચ્છા પ્રગટ કરતો, ઉત્પ. ૩૧ ; ૨૪ : ૪૬ ; ૨. ગણ. ૨૨ ; ૨૦. દાની. ૭ ; ૨.
પોતાના લોકોની મુલાકાત લેતો, ૧ રાજા. ૩ ; ૫. ગીત. ૧૭ ; ૩.
પોતાનો ન્યાય પ્રગટ કરતો, નિર્ગ. ૧૨ ; ૧૨. ૨ રાજા. ૧૯ ; ૩૫. અયૂ. ૨૭; ૨૦. દાની. ૫ ; ૩૦.
લાક્ષણિક રીતેઃ—
આત્મિક અંધકારને, રૂમી. ૧૩ ; ૧૨.
આવી પડતા વિપત્તિના ભારે પ્રસંગોને, યશા. ૨૧ ; ૧૨. આમો. ૫ ; ૮.
આત્મિક રખેવાળીના પ્રસંગને, સ. ગી. ૩; ૧.
મરણને, યોહા. ૯ ; ૪.

**રીંછ**—જંગલમાં રહેનાર, ૨ રાજા. ૨ ; ૨૪.
તેનું વર્ણન કર્યું છે—
ફાડી ખાનાર, દાની. ૭ ; ૫.
ક્ષુચ્ચું, વિલા. ૩ ; ૧૦.
ઘાતકી, આમો. ૫ ; ૧૯.
માણસો પર વારંવાર ધસી આવે છે, ૨ રાજા. ૨ ; ૨૪. આમો. ૫ ; ૧૯.
ભરવાડ હોય તો પણ ટોળા પર હુમલો કરે છે, ૧ શમૂ. ૧૭; ૩૪.
તેનાં બચ્ચાં છીનવી લેવામાં આવે તો બહુ ઝનુની બને છે, ૨ શમૂ. ૧૭; ૮. દૃષ્ટાં.૧૭; ૧૨.
ઇજા આપવાથી ઘુરકે છે, યશા. ૫૯ ; ૧૧.
દાઉદે ચમત્કારિક રીતે માર્યું, ૧ શમૂ. ૧૭ ; ૩૬, ૩૭.
ઉદાહરણ તરીકે વાપરે છે :—
ઇશ્વર પોતાના ન્યાયમાં, વિલા. ૩ ; ૧૦. હોશી. ૧૩ ; ૮.
પ્રમાણિક માણસ, યશા. ૧૧ ; ૭.
દુષ્ટ અધિકારીઓ, દૃષ્ટાં. ૨૮ ; ૧૫.
માદાય રાજાને માટે, દાની. ૭ ; ૫.
ખ્રીસ્તવિરોધીના રાજ્યને, પ્રક. ૧૩ ; ૨.

**રૂદન** (રડવું) હાગારનું, ઉત્પ. ૨૧ ; ૧૬.
એસાવનું, ઉત્પ. ૨૭ ; ૩૮.
યાકૂબ તથા એસાવનું, ઉત્પ. ૩૩ ; ૪.
યાકૂબનું, ઉત્પ. ૩૭ ; ૩૫.
યુસફનું, ઉત્પ. ૪૨ ; ૨૪ : ૪૩ ; ૩૦ : ૪૫ ; ૨, ૧૪ : ૪૬ ; ૨૯ : ૫૦ ; ૧, ૧૭.
ઇસ્રાએલી લોકોનું, ગણ. ૧૧ ; ૪ : ૧૪ ; ૧. પુન. ૩૪ ; ૮. ન્યા. ૨ ; ૪ : ૨૦ ; ૨૩ : ૨૧ ; ૨.
હાન્નાહનું, ૧ શમૂ. ૧ ; ૭.
યોનાથાન તથા દાઉદનું, ૧ શમૂ. ૨૦ ; ૪૧.
દાઉદનું, ૨ શમૂ. ૧ ; ૧૭ : ૩ ; ૩૨ : ૧૩; ૩૬: ૧૫ ; ૨૩, ૩૦ : ૧૮ ; ૩૩.
હિઝકીયાહનું, ૨ રાજા. ૨૦ ; ૩. યશા. ૩૮ ; ૩.
ઇસુનું, લુક ૧૯ ; ૪૧. યોહા. ૧૧ ; ૩૫.
પીતરનું, માત્થી ૨૬ ; ૭૫. માર્ક ૧૪ ; ૭૨. લુક ૨૨ ; ૬૨.
મરિયમનું, લુક ૭ ; ૩૮. યોહા. ૧૧ ; ૨, ૩૩: ૨૦ ; ૧૧.
પાઉલનું, પ્રે. કૃ. ૨૦ ; ૧૯. ફીલી. ૩ ; ૧૮.
પાપને કારણે, યિર્મે. ૫૦ ; ૪. યોએ. ૨ ; ૧૨.
વાવનારા, ગીત. ૧૨૬ ; ૫, ૬.

બીજાઓનાં પાપ જોઇને, વિર્મે. ૯ ; ૧.
સારાહને માટે, ઉત્પ. ૨૩ ; ૨.
શાઉલને માટે, ૨ શમૂ. ૧ ; ૨૪.
શોક કરનારા, સભા. ૧૨ ; ૫. વિર્મે. ૯ ; ૧૭.
સ્વદેશમાંથી જનારાને માટે, વિર્મે. ૨૨; ૧૦.
હઝકીએલને મના કરી, હઝ. ૨૪; ૧૬.
યાએરસની દીકરીના મરણને લીધે, માર્ક ૫ ; ૩૯.
લાજરસને માટે, યોહા. ૧૧ ; ૩૨.
ખ્રીસ્તને માટે, યોહા. ૨૦ ; ૧૩.
આકાશમાં નથી, પ્રક. ૭ ; ૧૭ : ૨૧ ; ૪.
એ સંબંધી બોધ, રૂમી. ૧૨ ; ૧૫. ૧ કરીં ૭; ૩૦. ૧ થેસ્સા. ૪; ૧૩. યોએ. ૨ ; ૧૭. લુક ૬ ; ૨૧.
રૂદનનું નીચાણ, ગીત. ૮૪ ; ૬.

રૂપાંતર—ખ્રીસ્તનું, માત્થી ૧૭. માર્ક ૯ ; ૨. લુક ૯ ; ૨૯. યોહાન ૧ ; ૧૪. ૨ પીત. ૧ ; ૧૬.

રૂપું—ખાણમાંથી નીકળે છે, અયૂ. ૨૮ ; ૧.
મેલ સાથે મિશ્રિત ધાતુ નીકળે છે, દૃષ્ટાં. ૨૫; ૪.
તેની તુલના કરી છે, યશા. ૬૦ ; ૧૭.
તેનું વર્ણન :—
સફેદ, ચળકતું, ગીત. ૬૮ ; ૧૩, ૧૪.
પીગળી જાય છે, હઝ. ૨૨ ; ૨૦, ૨૨.
પતરાં બનાવેલું, વિર્મે. ૧૦ ; ૯.
અગ્નિમાં શુદ્ધ કરાય છે, ૧ કાળ. ૨૯ ; ૪.
ઉંચી જાતનું રૂપું, દૃષ્ટાં. ૮ ; ૧૯.
તારસીસ, વેપારમાં પુષ્કળ લાવતું, વિર્મે. ૧૦ ; ૯. હઝ. ૨૭; ૧૨
આદિપિતાઓ તે થકી ભરપૂર હતા, ઉત્પ. ૧૩; ૨ : ૨૪ ; ૩૫.
પ્રાચીનકાળથી નાણા તરીકે વપરાતું, ઉત્પ. ૨૩ ; ૧૫, ૧૬ : ૩૭ ; ૨૮. ૧ રાજા. ૧૬ ; ૨૪.
સુલેમાનના જમાનામાં પુષ્કળ હતું, ૧ રાજા. ૧૦ ; ૨૧, ૨૨, ૨૭. ૨ કાળ. ૯ ; ૨૦, ૨૧, ૨૭.
તે પર નકશીકામ થતું તથા વેપાર ચાલતો, પ્રે. કૃ. ૧૯ ; ૨૪.
તેમાંથી બનાવતા :—
પ્યાલાં, ઉત્પ. ૪૪; ૨.
કથરોટ, ગણ. ૭ ; ૧૩, ૮૪, ૮૫.
વાટકા, ગણ. ૭ ; ૧૩, ૮૪.
પતરાં, વિર્મે. ૧૭ ; ૯.
સાંકળીઓ, યશા. ૪૦ ; ૧૯.
દોરા (ની સૂચના છે), સભા. ૧૨ ; ૬.
મંડપને માટે કુંભીઓ, નિર્ગ. ૨૬ ; ૧૯, ૨૫, ૩૨ : ૩૬ ; ૨૪, ૨૬, ૩૦, ૩૬.
મંડપના સ્તંભને માટે સળીઆ તથા આંકડા, નિર્ગ. ૨૭ ; ૧૭ : ૩૮ ; ૧૯.
દીપવૃક્ષ, ૧ કાળ. ૨૮ ; ૧૫.
મેજો, ૧ કાળ. ૨૮ ; ૧૬.
પલંગ, એસ્તે. ૧ ; ૮.
વાસણો, ૨ શમૂ. ૮ ; ૧૦. એઝ. ૬ ; ૫.
મૂર્તિઓ, ગીત. ૧૧૫ ; ૪. યશા. ૨ ; ૨૦ : ૩૦ ; ૨૨.
ઘરેણાં, નિર્ગ. ૩ ; ૨૨.
ઇસ્રાએલપુત્રોએ મંડપને માટે અર્પણ કર્યું, નિર્ગ. ૨૫ ; ૩ : ૩૫ ; ૨૪.
દાઉદ રાજાએ તથા લોકોએ મંદિરને માટે આપ્યું, ૧ કાળ. ૨૮ ; ૧૪ : ૨૯ ; ૨, ૬-૯.
લડાઇમાં લુંટમાં મળેલું દેવને અર્પિત થતું, યહો. ૬ ; ૧૯. ૨ શમૂ. ૮ ; ૧૧. ૧ રાજા. ૧૫ ; ૧૫.
લડાઇમાંથી આણેલું અગ્નિમાં નાખી શુદ્ધ કરતા, ગણ. ૩૧ ; ૨૨, ૨૩.
કેટલીકવાર ભેટમાં અપાતું, ૧ રાજા. ૧૦ ; ૨૫. ૨ રાજા. ૫ ; ૫, ૨૩.
કેટલીક વાર ખંડણી તરીકે અપાતું, ૨ કાળ. ૧૭ ; ૧૧. નહે. ૫ ; ૧૫.
લાક્ષણિક રીતે :—
પ્રભુનાં વચનને, ગીત. ૧૨ ; ૬.
ન્યાયીની જીભને, દૃષ્ટાં. ૧૦ ; ૨૦.
સારા અધિકારીઓને, યશા. ૧ ; ૨૨, ૨૩.
માદી-ફારસી રાજાને, દાની. ૨ ; ૩૨, ૩૯.
સતાવણીમાં પસાર થએલા ભક્તોને, ગીત. ૬૬ ; ૧૦. ઝખા. ૧૩ ; ૯.
(તેને શોધવામાં પરિશ્રમ) જ્ઞાન પામવામાં જે ધીરજ રાખવી જોઇએ તે, દૃષ્ટાં. ૨ ; ૪.

(નકારેલું) દુષ્ટોને, વિર્મે. ૬ ; ૩૦.
(મેલ) દુષ્ટોને, યશા. ૧ ; ૨૨. હઝ. ૨૨ ; ૧૮.
તે કરતાં જ્ઞાન પામવાને વધારે આતુરતા રાખવી જોઇએ, અયૂ. ૨૮ ; ૧૫. દષ્ટાં. ૩ ; ૧૮ : ૮ ; ૧૦, ૧૯ : ૧૬ ; ૧૬.

**રૂમી રાજ્ય**—તેના બહોળા વિસ્તારને કારણે "સર્વ દેશો" પર કહેવાતું હતું, લુક ૨ ; ૧.

તેની અગમસૂચના બતાવેલી :—
નબૂખાદનેસ્સારના સંદર્શનમાં, લોઢાનો પગ તે, દાની. ૩ ; ૩૩, ૪૦.
દાનીએલના સંદર્શનમાં જે વિકાળ પ્રાણી તે, દાની. ૭ ; ૭, ૧૯.
રાજધાની, રૂમ શહેર હતું, પ્રેરિ. ૧૮ ; ૨ : ૧૯ ; ૨૧.
તેની સત્તા તળેના યહુદાહ પ્રાંત ઉપર હાકેમ ઠરાવેલો હતો, લુક ૩ ; ૨. પ્રે. કૃ. ૨૩ ; ૨૪, ૨૬ : ૨૫ ; ૧.

તેના લશ્કરી બળની ઝાંખી સૂચનાઓ :—
મુખ્ય અમલદારને સંપૂર્ણ રીતે તાબે રહેતા, માત્થી ૮ ; ૮, ૯.
બચાવનાં શસ્ત્રોનો ઉપયોગ કરતા, રૂમી. ૧૩ ; ૧૨. ૨ કરીં. ૬ ; ૭. એફે. ૬ ; ૧૧-૧૭.
કોઇ પણ સિપાઇ સંસારી ચિંતામાં ગુંથાતો નહિ, ૨ તીમો. ૨ ; ૪.
સૈનિકોને ઘણું દુ:ખ સહન કરવું પડતું, ૨ તીમો. ૨ ; ૩.
ભય તથા બીકની જગામાં સિપાઇઓનો ઉપરી સાથે હાજર રહેતો, ફીલી. ૨ ; ૨૫.
પહેરા ઉપર ગફલત કરનારને માથે રહેલું જોખમ, માત્થી ૨૮ ; ૧૩, ૧૪.
ગુનેગાર સિપાઇનું નામ પુસ્તકમાંથી કાઢી નાખવામાં આવતું, પ્રક. ૩ ; ૫.
કોઇ સિપાઇ અમુક બાબતમાં બહાદુરી બતાવે, તો તેને મુગટ પહેરાવતા, ૨ તીમો. ૪ ; ૭, ૮.
જય પામનાર સેનાપતિઓની ખ્યાતિ કરાતી, ૨ કરીં. ૨ ; ૧૪-૧૭. કલો. ૨ ; ૧૫.
જુદી જુદી પદવીના અમલદાર ઇત્યાદિ હતા, પ્રે. કૃ. ૨૧ ; ૩૧ : ૨૩ ; ૨૩, ૨૪.
ઇતાલી કહેવાએલી તથા બાદશાહી પલટણો, પ્રે. કૃ. ૧૦ ; ૧ : ૨૭ ; ૧.

ઇન્સાફના સંબંધમાં કેટલીક સૂચનાઓ :—
પકડાએલા ગુનેગારે શો ગુનો કર્યો છે તે જાણવા માટે પ્રથમ ફટકા મારતા, પ્રે. કૃ. ૨૨ ; ૨૪, ૨૯.
ગુનેગારને સજા આપવાની પરવાનગી સિપાઇઓને મળતી હતી, માત્થી ૨૭ ; ૨૬, ૨૭.
જે જગા પર સજા કરવામાં આવે ત્યાં ગુનેહગારોના માથા ઉપર તહોમતનામું લખતા, યોહા. ૧૯ ; ૧૯.
સજા પામનારનાં વસ્ત્રોને સિપાઇઓ વહેંચી લેતા, માત્થી ૨૭ ; ૩૫. યોહા. ૧૯ ; ૨૩.
સહીસલામતીને અર્થે બંદીવાનને સીપાઇની સાથે સાંકળથી બાંધતા, પ્રે. કૃ. ૨૧ ; ૩૩. સરખા. પ્રે. કૃ. ૧૨ ; ૬. ૨ તીમો. ૧ ; ૧૬. સરખા. પ્રે. કૃ. ૨૮ ; ૧૬.
ફરિયાદીએ તથા ગુનેગારને સાથે હાજર રહેવું પડતું હતું, પ્રે. કૃ. ૨૩ ; ૩૫ : ૨૫ ; ૧૬-૧૯.
ગુનેગાર માણસ ખાનગી મસલતની બાબતોની અરજ કરી શકતો, પ્રે. કૃ. ૨૩ ; ૨૦, ૨૪-૨૭.
જીવતો રાખવો અગર મારી નાખવો, એ સત્તા અધિકારીને આપેલી હતી, યોહા. ૧૯ ; ૩૧, ૩૯, ૪૦ : ૧૯ ; ૧૦.
સર્વ અપીલ (દાદ) કાઇસારને થતી, પ્રે. કૃ. ૨૫ ; ૧૧, ૧૨.
જેઓ કાઇસાર પાસે અપીલ કરતા, તે સર્વેને તેની આગળ રજુ કરવા પડતા, પ્રે. કૃ. ૨૬ ; ૩૨.

રૂમી હકની સૂચના :—
ઘણા રૂપીઆ ખર્ચવાથી મળતો, પ્રે. કૃ. ૨૨ ; ૨૮.
જન્મથી ગણાતા હતા, પ્રે. કૃ. ૨૨ ; ૨૮.
ફટકાની સજાથી તેઓ બાતલ કરાતા, પ્રે. કૃ. ૧૬ ; ૩૭, ૩૮ : ૨૨ ; ૨૫.

ગ્રીસ દેશની રમતો, સરતો તેઓમાં દાખલ કરેલી હતી તે સંબંધી સૂચનાઓ :—
તમાસગીરોની લડાઇ, ૧ કરીં. ૪ ; ૯ : ૧૫ ; ૩૨.

રોગીઓને :—
તેલ ચોળવામાં આવે છે, માર્ક ૬ ; ૧૩. યાકૂ. ૫ ; ૧૪.
વારંવાર રસ્તામાં મૂકતા, એ માટે કે જનારાઓમાંથી કોઇ કંઇ સલાહ આપે, માર્ક ૬ ; ૫૬. પ્રે. કૃ. ૫ ; ૧૫.
વારંવાર ઇશ્વર સંભાળ લેતો, ગીત. ૪૧ ; ૩.
વારંવાર ઇશ્વરથી સાજાપણું મળતું, ૨ રાજા. ૨૦ ; ૫. યાકૂ. ૫ ; ૧૫.
દૃષ્ટાંતિક રીતે પાપને લાગુ પાડે છે, યશા. ૧ ; ૫.

રોગ—તેનો મોકલનાર ઇશ્વર છે, પુન. ૩૨ ; ૩૯. ૨ શમૂ. ૧૨ ; ૧૫. પ્રે. કૃ. ૧૨ ; ૨૩.
પાપની સજા દાખલ કેટલી વાર ઇશ્વર મોકલે છે, લેવી. ૨૬ ; ૧૪-૧૬. ૨ કાળ. ૨૧ ; ૧૨-૧૫. ૧ કરીં. ૧૧ ; ૩૦.
ઇશ્વર :—
સાજા કરવાનું વચન આપે છે, નિર્ગ. ૨૩ ; ૨૫. ૨ રાજા. ૨૦ ; ૫.
સાજા કરે છે, પુન. ૩૨ ; ૩૯. ગીત. ૧૦૩ ; ૩. યશા. ૩૮ ; ૫, ૯.
સાજાપણું આપવામાં પોતાની દયા બતાવે છે, ફીલી. ૨ ; ૨૭.
સાજાપણું આપવામાં પોતાનું પરાક્રમ બતાવે છે, લુક ૫ ; ૧૭.
સાજાપણું આપવામાં પોતાનો પ્રેમ દર્શાવે છે, યશા. ૩૮ ; ૧૭.
તારણની કૃપા દર્શાવવા ઇશ્વર એમ થવા દે છે, અયૂ. ૩૩ ; ૧૯-૩૪.
કેટલીક વાર ભક્તોની પરીક્ષા કરે છે, અયૂ. ૨ ; ૫, ૬.
મંદવાડમાં ભક્તોને આરામ આપે છે, ગીત. ૪૧ ; ૩.
મંદવાડમાં ભક્તોની પ્રાર્થના સાંભળે છે, ગીત. ૩૦ ; ૨ : ૧૦૭ ; ૧૮-૨૦.
એવા પ્રસંગમાં ભક્તોની સંભાળ રાખે છે, ગીત. ૯૧ ; ૩-૭.
દુષ્ટોને પીડાતા મૂકે છે, યિર્મે. ૩૪ ; ૧૭.
એ થકી દુષ્ટોની પાછળ ઇશ્વર લાગે છે, યિર્મે. ૨૯ ; ૨૮.

સાજા કરવું સાબ્બાથદિને ઉચિત છે, લુક ૧૩ ; ૧૪-૧૬.
ખ્રીસ્તે લોકોના રોગ લીધા, યશા. ૫૩ ; ૪. સરખાવો માત્થી ૮ ; ૧૬, ૧૭.
ખ્રીસ્તે સાજાપણું આપ્યું :—
જાતે હાજર થઇને, માત્થી ૪ ; ૨૩. માર્ક ૧ ; ૩૧.
વેગળા રહીને, માત્થી ૮ ; ૧૩.
હાથ મૂકીને, માત્થી ૬ ; ૫. લુક ૧૩ ; ૧૩.
અડકીને, માત્થી ૮ ; ૩.
પોતાના વસ્ત્રના સ્પર્શે, માત્થી ૧૪ ; ૩૫, ૩૬. માર્ક ૫ ; ૨૭-૩૪.
શબ્દથી, માત્થી ૮ ; ૮, ૧૩.
ખ્રીસ્તથી સાજાપણું પામવા માટે વિશ્વાસ રાખવાની ખાસ જરૂર હતી, માત્થી ૯ ; ૨૮, ૨૯. માર્ક ૫ ; ૩૪ : ૧૦ ; ૫૨.
કેટલીક વાર માનસિક ઉપાયો નિષ્ફળ જતા, પુન. ૨૮ ; ૨૭. ૨ કાળ. ૨૧ ; ૧૮.
સાજા કરવાનું સામર્થ્ય પ્રેરિતો પામ્યા, માત્થી ૧૦ ; ૧. માર્ક ૧૬ ; ૧૮-૨૦.
ભક્તો :—
કબુલ કરે છે કે રોગ ઇશ્વર તરફથી આવે છે, ગીત. ૩૮ ; ૧-૮. યશા. ૩૮ ; ૧૨-૧૫.
તેને માન્ય કરે છે, અયૂ. ૨ ; ૧૦.
તેને માટે શોક સાથે વિનંતી કરે છે, યશા. ૩૮ ; ૧૪.
સાજાપણું પામવા પ્રાર્થના કરે છે, યશા. ૩૮ ; ૨, ૩.
સાજા થવામાં દેવનું કાર્ય સમજે છે, યશા. ૩૮ ; ૨૦.
સાજા થવાને કારણે દેવની સ્તુતિ કરે છે, ગીત. ૧૦૩ ; ૧-૩. યશા. ૩૮ ; ૧૯. લુક ૧૭ ; ૧૫.
સાજા થવાને કારણે જાહેરાંતમાં દેવની સ્તુતિ કરે છે, યશા. ૩૮ ; ૨૦. પ્રે. કૃ. ૩ ; ૮.
બીજાઓના મંદવાડને કારણે દુ:ખી થાય છે, ગીત. ૩૫ ; ૧૩.
બીજાઓના મંદવાડમાં જોવા જાય છે, માત્થી ૨૫ ; ૩૬.
બીજાઓના સમાચાર લેવા એ ખરા ખ્રીસ્તીનું

મરણ પછી ક્રિયામાં વાપરતા, હઝ. ૨૪; ૧૭-૨૨.
બંદીખાનામાં તેની સાથે પાણી આપતા, ૧ રાજા. ૨૨; ૨૭.
રોટલીના કકડા હાથ લુછીને મેજ તળે ફેંકી દેતા, માત્થી ૧૫; ૨૭. લુક ૧૬; ૨૧.
પ્રથમફળની પ્રભુને અર્પણ કરતા, ગણ. ૧૫; ૧૯, ૨૦.
દહનીયાર્પણ સાથે તેને અર્પણ કરતા, નિર્ગ. ૨૦; ૨, ૨૩. ગણ. ૨૮; ૨.
મેજ પર અર્પિત રોટલી મૂકતા, નિર્ગ. ૨૫; ૩૦.
થોડી રોટલીથી ઘણાને જમાડયા, માત્થી ૧૪; ૧૯-૨૧: ૧૫; ૩૪-૩૭.
લાક્ષણિક રીતે લાગુ પડે છે:—
ખ્રીસ્તને, યોહા. ૬; ૩૧-૩૫.
(ભંગાય છે) ખ્રીસ્તના મરણને, માત્થી ૨૬; ૨૬. સરખાવો ૧ કરીં. ૧૧; ૨૩, ૨૪.
(ભાગીદાર) ભક્તોનો મિલાપ, પ્રે. કૃ. ૨; ૪૬. ૧ કરીં. ૧૦; ૧૭.
(તંગી) કંગાળિયતપણું, દષ્ટાં. ૧૨; ૯. યશા. ૩; ૭.
(શોધવું કે ભીખ માગવી) કંગાળિયતપણું, ૧ શમૂ. ૨; ૩૬. ગીત. ૩૭; ૨૫. વિલા. ૧; ૧૧.
(ભરપૂરતા) પુષ્કળતા, હઝ. ૧૬; ૪૯.
(તંગીના વખત સિવાય) ભરપૂરતાને, પુન. ૮; ૯.
(વિપત્તિની) ભારે સંકટને, યશા. ૩૦; ૨૦.
(આંસુની) ખેદને, ગીત. ૮૦; ૫.
(ઠગાઇની) અન્યાયથી મેળવવી, દષ્ટાં. ૨૦; ૧૭.
(દુષ્ટતાને) અન્યાયને, દષ્ટાં. ૪; ૧૭.
(આળસને) આળસને, દષ્ટાં. ૩૧; ૨૭.

**રોપા**—ગીત. ૧૨૮; ૩: ૧૪૪; ૧૨. સુ. ગી. ૪; ૧૩. યિર્મે. ૨; ૨૧. હઝ. ૩૪; ૨૯. માત્થી ૧૫; ૧૩.
લાક્ષણિક રીતે:—
રોપવું, ઉત્પ. ૯; ૨૦.
એક દેશમાંથી બીજા દેશમાં લઇ જઇને લોકોને વસાવવા, ગીત. ૪૪; ૨: ૮૦; ૮.
દેવની મંડળીના ખરા તથા સજીવ સભાસદ બનાવવા, ગીત. ૯૨; ૧૩.
ખ્રીસ્તી ધર્મનો પ્રથમ પાયો નાખીને, તથા સુવાર્તાનું શિક્ષણ આપીને ખ્રીસ્તની પાસે લાવવાં, ૧ કરીં. ૩; ૬.

**લગ્ન**—ઇશ્વરથી સ્થાપિત કરાયું, ઉત્પ. ૨; ૨૪.
કરાર કરેલો સંબંધ, માલા. ૨; ૧૪.
તેનો હેતુ:—
માણસ સુખી થાય, ઉત્પ. ૨; ૧૮.
વંશની વૃદ્ધિ થાય, ઉત્પ. ૧; ૨૮: ૯; ૧.
ધાર્મિક સંતાન ઉપજાવવાં, માલા. ૨; ૧૫.
વ્યભિચારનો અટકાવ થાય, ૧ કરીં. ૭; ૨.
સ્ત્રીના સંતાનમાં આપેલા ખ્રીસ્ત વિષેના વચનની પ્રથમ સૂચના, ઉત્પ. ૩; ૧૫. સરખાવો ૪; ૧.
સર્વમાં યોગ્ય છે, ૧ કરીં. ૭; ૨, ૨૮. ૧ તીમો. ૫; ૧૪.
સર્વમાં માનયોગ્ય, હેબ્રી. ૧૩; ૪.
કેવળ પ્રભુમાં થવું જોઇએ, ૧ કરીં. ૭; ૩૯.
જાહેર કરાય છે:—
જોડવાથી, માત્થી ૧૯; ૮.
સગપણ કરવાથી, ૧ રાજા. ૩; ૧.
કન્યા પરણવાથી, નિર્ગ. ૨; ૧.
દીકરીઓને, દીકરાઓ સાથે આપવાથી, અગર દીકરાઓને માટે દીકરીઓ લાવવાથી, પુન. ૭; ૩. એઝ. ૯; ૧૨.
જોડાયા પછી બન્ને જણ જીંદગીપર્યંત જુદાં પાડી શકાય નહિ, માત્થી ૧૯; ૬. રૂમી. ૭; ૨, ૩. ૧ કરીં. ૭; ૩૯.
પ્રાચીન કાળે એક કરતાં વધારે રાખવાનો ચાલ, ઉત્પ. ૪; ૧૯.
પ્રાચિનકાળે નિકટનાં સગાંમાં-કરવાનો ચાલ, ઉત્પ. ૨૦; ૧૨: ૨૪; ૨૪: ૨૮; ૨.
ઘણીવાર માબાપ પોતે છોકરાંને માટે બંદોબસ્ત કરતાં, ઉત્પ. ૨૪; ૪૯-૫૧: ૩૬; ૬, ૮.
માબાપની મસલતથી થતું, ઉત્પ. ૨૮; ૮. ન્યા. ૧૪, ૨, ૩.
તેને માટે બન્ને તરફથી સમ્મતિ જોઇએ, ઉત્પ. ૨૪; ૫૭, ૫૮. ૧ શમૂ. ૧૮; ૨૦: ૨૫; ૪૧.

માબાપ પોતાનાં છોકરાંને ના પાડી શકે, નિર્ગ. ૨૨; ૧૭: પુન. ૭; ૩.

યહુદીઓ :—

નિકટનાં સગાં સાથે લગ્ન કરવાની મના, લેવી. ૧૮; ૬.

મૂર્તિપૂજકો સાથે વ્યવહાર કરવાની મના, પુન. ૭; ૩, ૪. યહો. ૨૩; ૧૨. એઝ. ૯; ૧૧, ૧૨.

પરદેશીઓ સાથે વ્યવહાર કરવાની મના, ૧ રાજા. ૧૧; ૧. નહે. ૧૩; ૨૩.

કેટલીક વારે તેમ કરવા માટે દોષિત ઠર્યા, ૧ રાજા. ૧૧; ૧-૩.

પોતાનાં છોકરાંને માટે એ સંબંધ બાંધવામાં બહુ કાળજી રાખતાં, ઉત્પ. ૨૪; ૨, ૩: ૨૮; ૧, ૨.

લગ્ન પહેલાં સગાઇ કરી રાખવાની રીત હતી, પુન. ૨૦; ૭. ન્યા. ૧૪; ૫, ૭. સરખાવો કલમ ૮. માત્થી ૧; ૧૮.

યુવાવસ્થામાં કરતા, દૃષ્ટાં. ૨; ૧૭. યોએ. ૧; ૮.

ઘણી વાર પોતાનાજ કુળમાં કરતા, નિર્ગ. ૨; ૧. ગણ. ૩૬; ૬-૧૩. લુક ૧; ૫, ૨૭.

મોટો ભાઇ સંતાન રહિત મરણ પામે તો તેની સ્ત્રીને નાનો ભાઇ રાખતો, પુન. ૨૫; ૫. માત્થી ૨૨; ૨૪.

ઘણી વાર અપમાન ટાળવા કરતા, યશા. ૪; ૧.

ઘણી વાર ન થયાને કારણે શોક પાળતા, ન્યા. ૧૧; ૩૮.

ઘણી વાર એ ન થાય, એવી સજા પામતા, યિર્મે. ૭; ૩૪: ૧૬; ૯: ૨૫; ૧૦.

તેઓના હૃદયની કઠણતાને કારણે ફારગતી આપવાની રજા મળી, પુન. ૨૪; ૧. સરખાવો માત્થી ૧૯; ૭, ૮.

લગ્ન કર્યા પછી તરત લડાઇમાં જવાની મના, પુન. ૨૦; ૭.

યાજકોએ વેશ્યા, ભ્રષ્ટ કે કાઢી મૂકેલી સાથે લગ્ન કરવું નહિ, લેવી. ૨૧; ૭.

પ્રમુખ્ય યાજકે પોતાના લોકની કુંવારી સિવાય બીજી કોઇ પરણવી નહિ, લેવી. ૨૧; ૪.

શાક્ષીઓની રૂબરૂ ભાગળમાં લગ્ન થાય, રૂથ ૪; ૧, ૧૦, ૧૧.

તેને માટે સ્ત્રીને પૂછવાની રીત હતી, ઉત્પ. ૨૪; ૩, ૪: ૩૪; ૬, ૮. ૧ શમૂ. ૨૫; ૩૯, ૪૦.

મોટી પહેલાં નાની દીકરીને પરણાવતા નહિ, ઉત્પ. ૨૯; ૨૬.

દીકરીનાં માબાપને પલ્લુ આપતાં, ઉત્પ. ૨૯; ૧૮: ૩૪; ૧૨. ૧ શમૂ. ૧૮; ૨૭, ૨૮. હોશી. ૩; ૨.

ઉજવવામાં આવતું :—

મોટા ઉત્સાહ સહિત, યિર્મે. ૩૩; ૧૧. યોહા. ૩; ૨૯.

લગ્નજમણ સાથે, ઉત્પ. ૨૯; ૨૨. ન્યા. ૧૪; ૧૦. માત્થી ૨૨; ૨, ૩. યોહા. ૨; ૧-૧૦.

સાત દિવસ સુધી, ન્યા. ૧૪; ૧૨.

થયા પછી આશીર્વચન ઉચ્ચારતા, ઉત્પ. ૨૪; ૬૦. રૂથ ૪; ૧૧, ૧૨.

કન્યા :—

તેને લગ્ન પહેલાં ભેટ અપાતી, ઉત્પ. ૨૪; ૫૩.

તેને દાસી આપવાની રીત હતી, ઉત્પ. ૨૪; ૫૯: ૨૯; ૨૪, ૨૯.

પોતાને શણગારતી, યશા. ૪૯; ૧૮: ૬૧; ૧૦.

દેખાવમાં ગૌરવી થતી, ગીત. ૪૫; ૧૩, ૧૪.

બીજી કન્યાઓ તેની સાથે આવતી, ગીત. ૪૫; ૯.

વરની જમણી તરફ ઉભી રહેતી, ગીત. ૪૫; ૯.

બાપના ઘરને વિસરી જવા તેડાતી, ગીત. ૪૫; ૧૦.

વર :—

પોતાને સુશોભિત કરતા, યશા. ૬૧; ૧૦.

તેના ઘણા મિત્રો હાજર થતા, ન્યા. ૧૪; ૧૧. યોહા. ૩; ૨૯.

તેને ઘણી ભેટ અપાતી, ગીત. ૪૫; ૧૨.

પુષ્પહાર પહેરાવતા, સુ. ગી. ૩ ; ૧૧.
કન્યાને કારણે હર્ષ કરતો, યશા. ૬૨ ; ૫.
રાતની વખતે કન્યાસહિત પોતાને ઘેર જતો, માત્થી ૨૫ ; ૧-૬.
એ પ્રસંગે નહોતરાએલાને વસ્ત્ર અપાતાં, માત્થી ૨૨ ; ૧૨.
લગ્ન કરેલાં સ્ત્રીપુરૂષો અન્ય સાથે કુકર્મ કરે તો શિક્ષા થતી, પુન. ૨૨ ; ૨૩, ૨૪. માત્થી ૧ ; ૧૯.

લાક્ષણિક રીતે :—

યહુદી દેશજાતિ સાથે ઇશ્વરની એક્યતાને યશા. ૫૪ ; ૫. યિર્મે. ૩ ; ૧૪. હોશી. ૨ ; ૧૯, ૨૦.
પોતાની મંડળી સાથે ખ્રીસ્તની એક્યતા, એફે. ૫ ; ૨૩, ૨૪, ૩૨.
એ સંબંધીનું કર્તવ્ય, માત્થી ૧૯ ; ૪. રૂમી. ૭ ; ૨. ૧ કરીં. ૬ ; ૧૬ : ૭ ; ૧૦. એફે. ૫ ; ૩૧.
એ સંબંધી પાઉલની સમ્મતિ, ૧ કરીં. ૭. ૧ તીમો. ૫ ; ૧૪.
સ્વર્ગમાં નથી, માત્થી ૨૨ ; ૩૦ : ૧૨ ; ૨૩.
શાસ્ત્ર વિરૂદ્ધ, લેવી. ૧૮.
અવિશ્વાસીઓ સાથે કરવાની મના, ૨ કરીં. ૬ ; ૧૪–૧૭.
ખ્રીસ્તવિરોધી તે સંબંધી મના કરશે, ૧ તીમો. ૪ ; ૧.

**લગ્નસંબંધ** અને મિત્રાચારી, પ્રભુના વિરોધીઓ સાથે તેની મના કરેલી છે, નિર્ગ. ૨૩ ; ૩૨ : ૩૪ ; ૧૨. પુન. ૭ ; ૨, ૩ : ૧૩ ; ૬, ૮. યહો. ૨૩ ; ૬, ૭. ન્યા. ૨ ; ૨. એઝ. ૯ ; ૧૨. દષ્ટાં. ૧ ; ૧૦, ૧૫. ૨ કરીં. ૬ ; ૧૪–૧૭. એફે. ૫ ; ૧૧.
મૂર્તિપૂજા તરફ દોરે છે, નિર્ગ. ૩૪ ; ૧૫, ૧૬. ગણ. ૨૫ ; ૧-૮. પુન. ૭ ; ૪. ન્યા. ૩ ; ૫-૭. પ્રક. ૨ ; ૨૦.
હત્યા તથા નરમેધને માટે દોરાય છે, ગીત. ૧૦૬ ; ૩૭, ૩૮.
યહોવાહનો ક્રોધ સળગાવે છે, પુન. ૭ ; ૪ : ૩૧ ; ૧૬, ૧૭. ૨ કાળ. ૧૯ ; ૨. એઝ. ૯ ; ૧૩, ૧૪. ગીત. ૧૦૬ ; ૨૯, ૪૦. યશા. ૨ ; ૬.
તેથી થતાં માઠાં ફળ ખાવા ઇશ્વર તજી દે છે, યહો. ૨૩ ; ૧૨, ૧૩. ન્યા. ૨ ; ૧-૩.
સપડાવે છે, નિર્ગ. ૨૩ ; ૩૩. ગણ. ૨૫ ; ૧૮. પુન. ૧૨ ; ૩૦ : ૧૩ ; ૬. ગીત. ૧૦૬ ; ૨૬.
ગુલામ બનાવે છે, ૨ પીત. ૨ ; ૧૮, ૧૯.
ભ્રષ્ટ કરી નાખે છે, એઝ. ૯ ; ૧, ૨.
નીચ બનાવી દે છે, યશા. ૧ ; ૨૩.
આત્મિક હિતનો નાશ કરી નાખે છે, દષ્ટાં. ૨૯ ; ૨૪. હેબ્રી. ૧૨ ; ૧૪, ૧૫. ૨ પીત. ૩ ; ૧૭.
ધાર્મિક ગુણલક્ષણોને ભ્રષ્ટ કરી નાખે છે, ૧ કરીં. ૧૫ ; ૩૩.
અશુદ્ધની સાબિતી મળે છે, દષ્ટાં. ૧૨ ; ૧૧.
જે છોકરાંએ એવી રીતના સંબંધ બાંધ્યા, તેઓ પોતાનાં માબાપ ઉપર શરમ લાવ્યાં છે, દષ્ટાં. ૨૮ ; ૭.
તેનાથી થએલું માઠું પરિણામ, દષ્ટાં. ૨૮ ; ૧૯. યિર્મે. ૫૧ ; ૭.
દુષ્ટો મૂર્તિપૂજામાં દોરનારા છે, ગીત. ૧૨૦ ; ૧૮. યિર્મે. ૨ ; ૨૫.
દુષ્ટો, ભક્તોનું એ બાબતમાં પરીક્ષણ કરે છે, નહે. ૬ ; ૨-૪.
એ અયોગ્ય બંધન સંબંધી પશ્ચાત્તાપ સાથે સ્વીકાર કરીને તજી દેવાં, એઝ. ૧૦.
ભક્તોને એ ગુનામાં પાડે છે, ૨ યોહા. ૯-૧૧. પ્રક. ૧૮ ; ૪.
તેની શિક્ષામાં ભક્તોને પાડે છે, ગણ. ૧૬ ; ૨૬. યિર્મે. ૫૧ ; ૬.
ભક્તોમાં, તે નાલાયક ગણાય છે, ૨ કાળ. ૧૯ ; ૨. ૨ કરીં. ૬ ; ૧૪–૧૬. ફીલી. ૨ ; ૧૫.
એવી સર્વ લાલચો તજી દેવા ઉત્તેજન આપ્યું છે, દષ્ટાં. ૧ ; ૧૦–૧૫ : ૪ ; ૧૪, ૧૫. ૨ પીત. ૩ ; ૧૭.
તેનો ધિક્કાર કરવા તથા દ્વેષ કરવાનું ઉત્તેજન, દષ્ટાં. ૧૪ ; ૭. રૂમી. ૧૬ ; ૧૭. ૧ કરીં. ૫ ; ૯-૧૧. એફે. ૫ ; ૬, ૭. ૧ તીમો. ૬ ; ૫. ૨ તીમો. ૩ ; ૫.
તેમાંથી નીકળી આવવાનું તેડું, ગણ. ૧૬ ; ૨૬. એઝ. ૧૦ ; ૧૧. યિર્મે. ૫૧ ; ૬, ૪૫.

દેહની, રૂમી. ૭; ૨૩. ૧ કરીં. ૯; ૨૫-૨૭. ૨ કરીં. ૧૨; ૭. ગલા. ૫; ૧૭. ૧ પીત. ૨; ૧૧.
શત્રુની, ગીત. ૩૮; ૧૯: ૫૬; ૨: ૫૯; ૩.
જગતની, યોહા. ૧૬; ૩૩. ૧ યોહા. ૫; ૪, ૫.
મરણની, ૧ કરીં. ૧૫; ૨૬. સરખા. હેબ્રી. ૨; ૧૪, ૧૫.
મિત્રોના તથા સગાઓના વિરોધથી ઉભી થાય છે, મીખા. ૭; ૬. સરખા. માત્થી ૧૦; ૩૫, ૩૬.
ચલાવવી જોઇએ:—
આપણા અધિકારી ખ્રીસ્તની હકુમત તળે, હેબ્રી. ૨; ૧૦.
યહોવાહની ધ્વજા હેઠળ, ગીત. ૬૦; ૪.
વિશ્વાસથી, ૧ તીમો. ૧; ૧૮, ૧૯.
સારા અંતઃકરણથી, ૧ તીમો. ૧; ૧૮, ૧૯.
વિશ્વાસમાં સ્થિર રહેતાં, ૧ કરીં. ૧૬; ૧૩. ૧ પીત. ૫; ૯. સરખા. હેબ્રી. ૧૦; ૨૩.
આતુરતાથી, યહુદા ૩.
સાવધપણાએ, ૧ કરીં. ૧૬; ૧૩. ૧ પીત. ૫; ૮.
જાગૃતપણાએ, ૧ થેસ્સા. ૫; ૬. ૧ પીત. ૫; ૮.
દુઃખ સહીને, ૨ તીમો. ૩; ૧૦.
સ્વદમનસહિત, ૧ કરીં. ૯; ૨૫-૨૭.
પરમેશ્વર પર દૃઢ ભરોસો રાખીને, ગીત. ૨૩; ૧-૩.
પ્રાર્થનાસહિત, ગીત. ૩૫; ૧-૩. એફે. ૬; ૧૮.
સંસારી કામકાજમાં નહિ ગુંથાતાં, ૨ તીમો. ૨; ૪.
નામના ખ્રીસ્તીઓ તે કરવા ધ્યાન રાખતા નથી, યિર્મે. ૯; ૩.
ભક્તો:—
સર્વે તેમાં જોડાએલા છે, ફીલી. ૧; ૩૦.
તેમાં સ્થિર રહે છે, એફે. ૬; ૧૩, ૧૪.
તેમાં ધીરજ ધરવાનો સુબોધ, ૧ તીમો. ૬; ૧૨. યહુદા. ૩.
તેમાં હિમ્મતવાન કરવા ઉત્તેજન, યશા. ૪૧; ૧૧, ૧૨. યશા. ૫૧; ૧૨. મીખા. ૭; ૮ ૧ યોહા. ૪; ૪.
ઇશ્વરથી સહાય પામે છે, ગીત. ૧૧૮; ૧૩. યશા. ૪૧; ૧૩, ૧૪.
ઇશ્વરથી સુરક્ષણ પામે છે, ગીત. ૧૪૦; ૭.
ઇશ્વરથી દિલાસો પામે છે, ૨ કરીં. ૭: ૫, ૬.
ઇશ્વરથી બળવાન કરાય છે, ગીત. ૨૦; ૨: ૨૭; ૧૪. યશા. ૪૧; ૧૦.
ખ્રીસ્તથી બળવાન કરાય છે, ૨ કરીં. ૧૨; ૯. ૨ તીમો. ૪; ૧૭.
ખ્રીસ્તથી છુટકો પામે છે, ૨ તીમો. ૪; ૧૮.
જય પામ્યાને કારણે ઇશ્વરની ઉપકારસ્તુતિ કરે છે, રૂમી. ૭; ૨૫. ૧ કરીં. ૧૫; ૫૭.
તેને માટે શસ્ત્રસામગ્રી:—
સત્યનો કમરબંધ, એફે. ૬; ૧૪.
ન્યાયીપણાનું બખ્તર, એફે. ૬; ૧૪.
સુવાર્તાની તૈયારીનાં પગરખાં, એફે. ૬; ૧૫.
વિશ્વાસની ઢાલ, એફે. ૬; ૧૬.
તારણનો ટોપ, એફે. ૬; ૧૭. ૧ થેસ્સા. ૫; ૮.
આત્માની તરવાર, એફે. ૬; ૧૭.
કહેવાય છે:—
દેવનાં હથિયાર, એફે. ૬; ૧૧.
ન્યાયીપણાનાં હથિયાર, ૨ કરીં. ૬; ૭.
અજવાળાનાં હથિયાર, રૂમી. ૧૩; ૧૨.
દૈહિક નથી, ૨ કરીં. ૧૦; ૪.
ઇશ્વરે કરી પરાક્રમી છે, ૨ કરીં. ૧૦; ૪, ૫.
સર્વની અગત્ય છે, એફે. ૬; ૧૩.
પહેરવાં જોઇએ, રૂમી. ૧૩; ૧૨. એફે. ૬; ૧૧.
જમણે તથા ડાબે હાથે રાખવાં, ૨ કરીં. ૬; ૭.
તેમાં મળતો જય:—
દેવથી છે, ૧ કરીં. ૧૫; ૫૭. ૨ કરીં. ૨; ૧૪.
ખ્રીસ્તની મારફતે છે, રૂમી. ૭; ૨૫. ૧ કરીં. ૧૫; ૨૭. ૨ કરીં. ૧૨; ૯. પ્રક. ૧૨; ૧૧.
વિશ્વાસ વડે છે, હેબ્રી. ૧૧; ૩૩-૩૭. ૧ યોહા. ૫; ૪, ૫.
શેતાન ઉપર છે, રૂમી. ૧૬; ૨૦. ૧ યોહા. ૨; ૧૪.

ઉપર છે, રૂમી. ૭; ૨૪, ૨૫. ગલા.
૧; ૨૪.
ગત પર છે, ૧ યોહા. ૫; ૪, ૫.
ર્વ પ્રકારના અભિમાન ઉપર છે, ૨ કરીં.
૧૦; ૫.
રણુ તથા ઘોર પર છે, યશા. ૨૫; ૮:
૨૬; ૧૯. હોશી. ૧૩; ૧૪. ૧ કરીં.
૧૫; ૫૪, ૫૫.
જયી છે, રૂમી. ૮; ૩૭. ૨ કરીં. ૧૦; ૫.
નારા:—
મ માનામાંનું ખાશે, પ્રક. ૨; ૧૭.
વનના ઝાડ પરનું ખાશે, પ્રક. ૨; ૭.
ેત વસ્ત્ર પહેરેલો થશે, પ્રક. ૩; ૬.
ના મંદિરમાં સ્તંભ થશે, પ્રક. ૩; ૧૨.
ીસ્તના રાજ્યાસન ઉપર તેની સાથે બિરા-
જશે, પ્રક. ૩; ૨૧.
ેત પત્થર પામશે, જે ઉપર એક નવું નામ
લખેલું છે, પ્રક. ૨; ૧૭.
ાજાતિઓ પર અધિકાર પામશે, પ્રક.
૨; ૧૬.
ઓના કપાળ ઉપર દેવનું નામ ખ્રીસ્તથી
લખવામાં આવશે, પ્રક. ૩; ૧૨.
ા તેઓનો દેવ થશે, પ્રક. ૨૧; ૭.
માતનો તારો પામશે, પ્રક. ૨; ૨૮.
ર્વ વસ્તુઓનો વારસો પામશે, પ્રક. ૨૧; ૭.
ા બાપની આગળ તેઓનો સ્વીકાર ખ્રીસ્તથી
કરવામાં આવશે, પ્રક. ૩; ૫.
ાના દીકરા થશે, પ્રક. ૨૧; ૭.
ીજા મરણનું દુ:ખ પામશે નહિ, પ્રક. ૨; ૧૧.
વનના પુસ્તકમાંથી તેઓનું નામ ભુંસી
નાખવામાં આવશે નહિ, પ્રક. ૩; ૫.
ંબંધીનાં લાક્ષણિક ઉદાહરણો:—
ચો, યશા. ૯; ૫. ઝખા. ૧૦; ૫. ગીત.
૧૮; ૪૨ જુઓ.

**નોન**—ઉત્તરમાં કનાનની સરહદ હતી,
. ૧; ૭: ૧૧; ૨૪.
ાએલને અપાએલો, યહો. ૧૩; ૫, ૬.
યાત છે:—
દેવદારૂક્ષોને માટે, ગીત. ૨૯; ૫: ૯૨; ૧૨.
યશા. ૧૪; ૮.

ફૂલને માટે, નાહૂ. ૧; ૪.
ખુશબોને માટે, સુ. ગી. ૪; ૧૧.
દ્રાક્ષરસની વાસને માટે, હોશી. ૧૪; ૭.
ગૌરવી દેખાવને માટે, યશા. ૩૫; ૨.
તેનો મોટો ભાગ ઇસ્રાએલથી જીતાયો નહિ,
યહો. ૧૩; ૨, ૫. ન્યા. ૩; ૧-૪.
કહેવાય છે:—
પર્વતો, ૨ કાળ. ૨; ૨.
લબાનોન પર્વત, ન્યા. ૩; ૩.
ઉત્તમ ઉંચ પ્રદેશ તથા લબાનોન, પુન. ૩; ૨૫.
તેનાં ઉંચાં શિખરો બરફથી ઢંકાએલાં રહેતાં,
યિર્મે. ૧૮; ૧૪.
તેનો થોડો ભાગ ઉજ્જડ હતો, યશા. ૨૯; ૧૭.
તેની ઝાડીમાં ક્રુર પ્રાણીઓ રહેતાં, સુ. ગી.
૪; ૮. યશા. ૪૦; ૧૬. હબા. ૧; ૧૭.
તેમાંથી ઘણાં નાળાં વહેતાં હતાં, સુ.ગી. ૪; ૧૫.
પ્રાચિન કાળે હિવ્વી લોકોનો તેમાં વાસો હતો,
ન્યા. ૩; ૩.
મુસા, તે જોવાને બહુ આતુર બન્યો, પુન.
૩; ૨૫.
પુરૂં પાડયું:—
સુલેમાનના મંદિરને વાસ્તે લાકડું, ૧ રાજા.
૫; ૫, ૬.
સુલેમાનના મંદિરને વાસ્તે પત્થર, ૧ રાજા.
૫; ૧૧, ૧૮.
બીજા મંદિરને માટે લાકડાં, એઝ. ૩; ૭.
સુલેમાને બાંધ્યું:—
લબાનોનના અરણ્યનું ઘર, ૧ રાજા. ૭; ૨.
તેમાં ભંડારનું ઘર, ૧ રાજા. ૯; ૧૯.
આશૂરના લશ્કરે તેની ટોચ ઉપર ચઢી ઉતરી
આવવાની મુશ્કેલી ખેડી, ૨ રાજા. ૧૯; ૨૩.
લાક્ષણિક રીતે:—
મોટા તથા સમર્થ રાજાઓને, યશા. ૧૦;
૨૪, ૩૪.
વિદેશી જગતને, યશા. ૨૯; ૧૭.
યહુદી દેશજાતિને, યિર્મે. ૨૨; ૬, ૨૩.
હબા. ૨; ૧૭.
મંદિરને, ઝખા. ૧૧; ૧.
(નું ગૌરવ) મંડળીનું ગૌરવ, યશા. ૩૨;
૨: ૬૦; ૧૩.

